# અવધૂતી આનંદ




રંગ અવધૂત

# અવધૂતી આનંદ

" अक्षरत्वाद्वरेण्यत्वाद्धूतसंसारबन्धनात् ।
तत्त्वमस्यर्थसिद्धत्वाद् अवधूतोऽभिधीयते " ॥ १ ॥

કિંમત : રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદું.

પ્રકાશક—

અમૃતલાલ નાથાભાઈ મોદી

મોઢીસાંથ

નડીઆદ



સં. ૧૯૮૭



પ્રથમ આવૃત્તિ　　　　　　　　　　પ્રત ૧૨૫૦

મુદ્રક : પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલ
મુદ્રણસ્થાન : ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોર નાકા : અમદાવાદ

# પ્રવેશક.

આ જગતમાં દરેક માણસને કંઇને કંઈ ધૂન લાગેલી જ હોય છે. કોઇને પેટસેવાની ધૂન લાગી હોય છે તો કોઇને લોકસેવાની ધૂન લાગી હોય છે; કોઇને નામ કમાવાની ધૂન લાગી હોય છે તો કોઇને દામ કમાવાની ધૂન લાગી હોય છે; કોઇને સાંસારિક એશઆરામની પરાકાષ્ઠાએ પહોંચવાની ધૂન લાગી હોય છે તો કોઇને વિદ્યાના ગુહ્ય ભંડારનાં તાળાં ખોલી જગતને જાજ્વલ્યમાન કરવાની ધૂન લાગી હોય છે. ટૂંકમાં, જેને તેને ધૂન લાગેલી જ હોય છે. પણ આ બધું ક્ષણભંગુર છે, આ બધાની પાછળ જીવન વ્યતીત કરવાથી શાશ્વત શાંતિ મળનાર નથી એવું માત્ર બોલનાર જ નહિ, પણ યથાર્થ સમજનાર મનુષ્ય આ બધાની ઉપેક્ષા કરીને કેવળ 'રામદિવાનો' બને છે. આવા મનુષ્યો ગીતાકારની ભાષામાં કહીએ તો હજારો લાખોમાં પણ કોઇ વિરલા જ નીકળે છે. લોકપ્રવાહની વિરુદ્ધનું આ ગાંડપણ જોઇ લોકો આવા માણસની પાછળ પડે છે; અને અનેક પ્રલોભનો એને એના માર્ગમાંથી ચ્યુત કરવા માટે કેડ બાંધીને એની પાછળ મંડે છે. આવે વખતે તેનામાં સાચી ઇશ્વરનિષ્ઠા અને ભગવત્પ્રાપ્તિ માટેની સાચી તાલાવેલી લાગેલી હોય તો જ તે બચવા પામે છે. નહિ તો ધ્યેય બાજુએ રહી અધવચ્ચ જ આડે માર્ગે ચઢી જવાથી એના ભૂકેભૂકા ઊડી જાય છે.

કોઈ પણ વિષયમાં સ્થિરતા અને એકાગ્રતા સાધવા માટે અનુકૂળ વાતાવરણની અપેક્ષા રહે છે. મુમુક્ષુને તો એના માર્ગમાં મોટામાં મોટી સહાય આ વાતાવરણ જ કરે છે. સંતપુરુષોનો જીવંત સમાગમ અને એની અવેજીમાં એમના અનુભવની પ્રાસાદિક વાણીનું શ્રવણ અને કીર્તન એ સાધકને પોતાના ધ્યેય તરફ પહોંચાડવા માટે ભોમીયાની આબાદ ગરજ સારે છે. જેનું મન ક્ષણે ક્ષણે વિષય-

વાસનાઓ તરફ દોડયા કરતું હોય છે તેને માટે સંતોની વાણી એક મજબૂત ખીલાનું કામ કરે છે; તેમજ, જેનું મન સ્થિર થવા પામ્યું છે તેને એ અધિક એકાગ્ર કરવામાં અને ઇશ્વરી આનંદ લૂંટવામાં કંઇ ઓરજ મદદગાર થાય છે.

આ પુસ્તકના રૂપમાં અમે એવી જ ભકતવાણી ગૂજરાતની પ્રજા સમક્ષ રજુ કરીએ છીએ. એમાં આપેલાં ભજનોના કર્તા બ્રહ્મચારી શ્રી. **પાંડુરંગ (રંગ અવધૂત) મહારાજ**શ્રી નાનપણથી જ ઇશ્વરાભિમુખ વૃત્તિવાળા હતા. એમના અભ્યાસકાળમાં પણ એમનું ચિત્ત ઇશ્વરપરાયણ જ હતું. એમની શ્રદ્ધા અને ભકિતની કસોટીના અનેકવિધ પ્રસંગો એમના એ જીવનમાં આવ્યા, અને દેવની દયાથી તેમાં તેઓશ્રી ઉત્તીર્ણ થઈ શકયા એટલે તેમની શ્રદ્ધા અને ભકિત અનેકગણી વધી. છેલ્લે છેલ્લે તેઓ જ્યારે એક ભયંકર બિમારીમાં સપડાયા ત્યારે એમના દિલમાં માત્ર એક જ ખેદ રહ્યા કર્યો કે શું આ શરીરથી જ પરમાત્માની ઝાંખી નહિ કરી શકાય? ઘણા દિવસો પથારીવશ રહ્યા પછી જ્યારે શરીર કંઇક કામ કરી શકે એવું થયું કે તરત જ એમણે નોકરીધંધાને છેવટની સલામ કરી પતિતપાવની નર્મદાને તટે નારેશ્વરના પુરાણપ્રસિદ્ધ એકાન્ત સ્થાન પાસે પોતાની અંતિમ સાધના આદરી. આ સાધના દરમ્યાન એમના આનંદોત્પ્લુત અંતઃકરણમાંથી પ્રસંગવશાત્ જે કંઇ કાવ્યોદ્ગાર નીકળ્યા તે તેમણે પોતાના કેટલાક સ્નેહીઓને લખી મોકલ્યા. લખતી વખતે એમના દિલમાં એવો જરાય ખ્યાલ નહોતો કે એમાંથી કશું પણ છપાવવું, કે છપાશે. માત્ર પોતાની સાધના તરફ ચાતકોત્સુક દૃષ્ટિથી જોઇ રહેલા સ્નેહીઓની જીજ્ઞાસાવૃત્તિ સંતોષવાની ખાતર જ કવચિત્ કવચિત્ કંઇક કંઇક લખી મોકલેલું. અમને અને અમારા મિત્રોને પણ તે વખતે એવો ખ્યાલ નહોતો કે અમે એમનાં ભજનો આવી રીતે એક વિશિષ્ટ પુસ્તકાકારમાં છપાવી શકીશું. પરંતુ જુદા જુદા ભકતોને મળેલાં જુદાં જુદાં ભજનો ભેગાં કરતાં એમ લાગ્યું

કે જે ભજનાનંદનો લાભ અમને મળ્યો છે તે ગૂજરાતની સમગ્ર પ્રજાને મળે તો સારું એમ સમજીને એ બધાં ભજનો આ અવધૂતી આનંદના પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કર્યાં છે.

પુસ્તકનું નામ જરા અપરિચિત લાગશે. 'અવધૂત' એટલે ત્યાગ, વૈરાગ્ય, અને જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચેલો યોગી. અવધૂત ગીતામાં અ વ ધૂ ત એ અક્ષરે અક્ષરનું જે સુંદર કાવ્યમય વર્ણન કર્યું છે તે મૂળ શ્લોકો જ આ પુસ્તકના આરંભમાં મૂક્યા છે. આ પુસ્તકમાં એવા અવધૂત—જ્ઞાનીઓના સમ્રાટ્—ની મસ્તી કેવી હોય છે, તેમજ તે કેવા વાતાવરણમાં વિચરતો હોય છે એ લગભગ એકેએક ભજનમાં જણાઇ આવે છે. 'અવધૂત'નો બીજો અર્થ તિરસ્કૃત એવો પણ થાય છે. સામાન્યતઃ જે કોઇ દેવપ્યાસો 'રામદિવાનો' બની નિશ્ચિંત આત્માનંદમાં મસ્ત ફરે છે તેના તરફ પહેલાં પહેલાં તો દુન્યવી રમકડાં પાછળ ગાભરા ગાભરા ફરનારા 'ખલ્ક દિવાનાઓ' તિરસ્કારની નજરથી જોતા હોય છે; ત્યારે એવા 'નામ દિવાના,' 'દામદિવાના,' અને 'ચામદિવાના'ઓથી હડધૂત થનારાઓનો ઈશ્વરી આનંદ કેવી જાતનો હોય છે, ફાવે તેવી વિકટ અને બેડોળ પરિસ્થિતિમાંયે, એ આનંદ, સૌન્દર્ય, અને પ્રશાન્તતાનાં દર્શન કેવી રીતે કરી શકે છે, તે આ પુસ્તકના હરકોઇ ભજન પરથી જણાઈ આવશે. વ્યવહારપક્ષે, 'અવધૂત' એ ત્યાગની મૂર્તિ છે, અત્રિ અનસૂયાના વિશુદ્ધ તપની પ્રતિમા છે, પોતાનું સર્વસ્વ પરાર્થે હોમી દઈ વેંત લંગોટીનીયે પરવા ન રાખતાં દિગંબર, નિરાવરણ, અનિકેત ફરનાર દત્ત છે. એ દત્તની જ્ઞાનઐશ્વર્યાદિ વિભૂતિઓનાં અને તેમણે કરેલી લૌકિક અ—લૌકિક લીલાઓનાં યશોગાન પણ કેટલાંક ભજનોમાં નજરે પડશે. તેથી આ ભજનસંગ્રહનું નામ અવધૂતી આનંદ રાખ્યું છે. વળી મહારાજશ્રીના મુખમાં 'અવધૂત' શબ્દ વારંવાર આવતો હોવાથી એમના ભક્તમંડળમાં તેઓ અવધૂતના નામથી ઓળખાય છે. પુસ્તકની નામયોજનામાં આ પણ એક અન્વર્થક કારણ છે.

આ પુસ્તક ભજનાનંદીઓને જેટલું ઉપયોગી થઇ પડશે તેટલું બીજાને ઉપયોગી થઈ પડશે કે કેમ એ એક પ્રશ્ન છે; કેમકે તેમાંનાં ભજનો કાવ્યમીમાંસકોની કસોટીએ ચઢે, અથવા તો ભાષાશાસ્ત્રીઓની પીંજણે પીંજાય, કે કાવ્યાલંકારશાસ્ત્રીઓની દૃષ્ટિએ આદરણીય લેખાય, એવો કોઇ હેતુ કે ખ્યાલ ધ્યાનમાં રાખીને એ લખાયાં જ નથી; અથવા સાચું કહીએ તો એ લખાયાં છે એ વાતજ બરાબર નથી. ઈશ્વરી આનંદની મસ્તીમાં જે કંઇ સ્વાભાવિક સ્વૈર કાવ્યોદ્ગાર નીકળ્યા તે કેટલાક ભકતજનોએ સંઘરી રાખ્યા. એમના એ સાંગ્રહિક પરિશ્રમને, અને ખાસ કરીને મહારાજશ્રીના બાળસ્નેહી શ્રી. અંબાલાલ પુરુષોત્તમ વ્યાસની નોંધપોથીને જ આ પ્રકાશન આભારી છે. એટલે પોથાંથોથાંના જ્ઞાનના ઘમંડને એક કોરે મૂકીને, તેમાંથી ઇશ્વરી આનંદ અને ખોજ સંબંધી કેટલું પ્રાપ્ત કરી શકાય તેમ છે એ એક જ દૃષ્ટિ રાખીને વાંચનારને નિરાશ નહિ થવું પડે, એવું અમારું જરૂર માનવું છે.

મહારાજશ્રી દત્તોપાસક હોવાથી એમણે પરમાત્માને જ્યાં ત્યાં દત્ત શબ્દથી સંબોધ્યા છે. પણ એમનો દત્ત એ કોઇ પાંથિક દેવની માફક એક નાનકડા મંદિરમાં સમાઈ રહેલ પાષાણનો ટૂકડો કે કોઇ મનુષ્યને પેટે અવતરેલ સાડાત્રણ હાથનું હાડચામનું નાશવંત પૂતળું નથી. પણ અણુમેરુમાં વ્યાપીનેયે અવશેષ રહેલ પૂર્ણ પરબ્રહ્મ છે. એનાં ત્રણ મુખ તે સત્, ચિત્, અને આનંદ છે; અને ઐશ્વર્યાદિ વિભૂતિઓ એ એની ષડ્ભુજાઓ છે; યોગભૂમિ–કામક્રોધાદિ દુર્ગંધયુક્ત મડાંની દાહભૂમિ જે મુમુક્ષુઓનું અંતઃકરણ–તે શ્મશાન છે; અને ઈશ્વરના એ નિઃશ્વાસરૂપ વેદ કૂતરારૂપે એના પગ ચાટે છે વગેરે કાવ્યમય વર્ણન એમણે એમનાં ×પ્રાતઃસાયંસ્મરણાદિ સ્તોત્રોમાં

× ઉપઃપ્રાર્થના અને શ્રીદત્ત–પંચપદી જુઓ.

અને કવચિત્ અભંગભજનાદિમાં કરેલું છે, એટલે એનું વિવેચન અહિંયાં નથી કરતા. દત્ત વિષેનો એમનો ખ્યાલ કેટલો વ્યાપક છે તે એમનું એક માત્ર દત્તનામસ્મરણ વાંચવાથી સહેજે જણાઇ આવશે.

ઉત્તમોત્તમ સુવર્ણના સમૂહમાંથી નાના પ્રકારનાં આભૂષણો બનાવીને તે સોનાના ટચ કાઢવા બેસવું જેમ અઘટિત, અરે અશક્ય જ છે; તેમ સાક્ષાત્ દૈવી પ્રકૃતિથી મુખોદ્‌ગત થએલી વાણીના જુદા જુદા ભાગમાંથી કયો ભાગ ઉત્તમ છે અને કયો ભાગ કનિષ્ઠ છે એ કહેવું માનુષિક બુદ્ધિની મર્યાદા બહારની વાત છે. શ્રીકૃષ્ણપરમાત્માના મુખથી વિનિર્ગત થએલી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કયો અધ્યાય ઉત્તમ છે અને કયો કનિષ્ઠ છે એમ વિચારવા બેસવું એ માનુષિક દક્ષતાનું લક્ષણ નથી. અંકોની ગણતરીમાં એકડો–પ્રથમ અંક–એની કિંમત ઓછામાં ઓછી લેખાય છે, છતાં તેજ અંક (૧) સહસ્રાવધિ સંખ્યાઓ લખવામાં પ્રથમ જ યોજાય છે, તેવીજ રીતે માત્ર એકાદ પાનું કે એકાદ લીટી જોઈને જ પરમાત્માના પ્રતિસ્વરૂપ કોઇપણ સંતની વાણીની ઉત્કૃષ્ટતા કે કનિષ્ઠતા નિર્માણ કરવા બેસવું એ નામરૂપની ગંધમાં રમી રહેનાર દુન્યવી માણસ માટે પોતાની બૌદ્ધિક ક્ષુદ્રતા અને પરિમિતતાનું પ્રદર્શન કરવા જેવું જ છે. છતાં અત્રે જે સત્પુરુષની દૈવવાણી મુદ્રિત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તે વાણીથી અજ્ઞાત મનુષ્યોને તે સંબંધી કંઇક દિશાસૂચન જેવું થાય તો ઠીક એમ ધારી તેના પ્રયત્નમાં ઉતરીએ છીએ.

સાકરની મીઠાશ જેમ સ્વસંવેદ્ય જ છે; અને તેથી તેનું વર્ણન ગમે તેવો કુશાગ્ર બુદ્ધિવાળો માણુસ કરે તોપણ તે અનુચિત અને અપૂર્ણ જ રહે; તેવી જ રીતે પરમાત્મસ્વરૂપ સત્પુરુષોની વાણીની પ્રશંસા કરવી એ પણ નિરર્થક જ છે, અને તેના રહસ્યનું સ્ફુટીકરણ તો ઉપર કહ્યું તેમ અશક્ય જ છે. છતાં નિર્વિકાર દૃષ્ટિથી જોનારને

આ સંગ્રહના એકે એક પાનામાં નરી આધ્યાત્મિકતા નીતરી રહી છે એ તો ગમે તે પાનું ઉઘાડતાં સહેજે જણાઈ આવશે. પ્રભાતિયાંમાં રહેલી સ્વાનુભવ અને આનંદની ઝલક એકદમ તરી આવે તેવી છે. **'आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन'** ની નિર્ભયતા લગભગ દરેક ભજનમાં જણાશે. ગૂજરાતી, અંગ્રેજી અને ઉર્દુ કક્કો, તેમજ વાર, મહિના, નક્ષત્રો વગેરે પરની ગરબીઓ વાંચવાથી સાધક પોતાની સાધનામાં કઈ કઈ કક્ષામાંથી કેવી કેવી રીતે પસાર થતો હોય છે, માર્ગમાં તેને કેવાં કેવાં વિઘ્નો નડતાં હોય છે, અને તે કેવી રીતે દૂર કરી શકાય છે, પ્રભુમીલનની વ્યાકૂળતા એ શી ચીજ છે, સાચા જીવન માટે કયા કયા ગુણ આવશ્યક છે, વગેરેની ઝાંખી થશે. ઝાંખી શબ્દ હેતુપૂર્વક વાપર્યો છે. સામાન્યતઃ તમામ શાસ્ત્રો એકે અવાજે કહે છે કે આધ્યાત્મિક અનુભવ એ કોઈ એવી જ વસ્તુ છે કે જેને 'સાન્ત' વાણી વર્ણવી જ ન શકે, અને અનુભવ પણ એ જ તથ્યનું સમર્થન કરે છે. ભગવાન માર્કંડેયે સપ્તશતીના પાઠમાં ભગવતી જગદંબાના પ્રત્યેક અંગનું ખૂબ પ્રતિભાશાળી અને કાવ્યમય વર્ણન કર્યું છે, છતાં એમની પોતાની દૃષ્ટિએ પણ એ અપૂર્ણ જ છે. મહારાજશ્રીના શબ્દોમાં કહીએ તો

'ગૂંગાને જ્યોં ઘેબર ખાઈ, ડકાર માત્ર દિખાઇ'

તે પ્રમાણે સર્વ શાસ્ત્રો અને પ્રાચીન અર્વાચીન સંતોની વાણી એ એમના અપૂર્ણ ઓડકારમાત્ર જ છે. એમણે ખાધેલું મિષ્ટાન્ન અને તેનાથી એમને પ્રાપ્ત થએલો એમનો અવર્ણનીય અને અમર્યાદ આનંદ તો જાતે સાધન કરીને જ અનુભવવાનો હોય છે.

પતિપત્નીનો વિશુદ્ધ પ્રેમ એ પ્રેમલક્ષણા ભક્તિનો ઉત્તમ વ્યાવહારિક નમુનો છે; અને પતિની ચેહમાં જીવતાં શરીરને પ્રત્યક્ષ હોમી દેનાર પ્રેમઘેલી આર્યમહિલાઓનું જ્વલંત દૃષ્ટાંત બીજા દેશના કવિઓની કલ્પનામાંયે જડવું મુશ્કેલ છે. ખાનપાન અને શણગારનું ભાન ભૂલી, લોકનિંદાના પ્રહારોથી જર્જરિત, પૂર્ણપુરુષોત્તમ

કૃષ્ણચંદ્ર પાછળ ઘેલી થઈ કૃષ્ણદર્શન માટે દોડતી વ્રજાંગનાઓ એ એનું ઉત્તમોત્તમ પારમાર્થિક દૃષ્ટાંત છે. કોઇએ મિત્રભાવથી, કોઇએ માતૃભાવથી, કોઇએ પિતૃભાવથી, કોઇએ પુત્રભાવથી તો કોઇએ પત્નીભાવથી, એમ અનેકે અનેક ભાવથી પરમાત્માને રીઝવવાનો પ્રયત્ન કર્યો છે. પણ પતિભાવે પરમાત્માને પામવાની આવેદનામાં, તેના વિરહની વ્યાકૂળતામાં, અને મીલનની ઐક્યતાના આનંદમાં 'સ્વ'–ભાવ ભૂલી સર્વાત્મભાવને પામેલી, 'અહં' વિસરી સ્વયં ઇશ્વર થએલી ગોપીઓનું સ્થાન તો હંમેશાં અદ્વિતીય જ રહેશે. કેટલાક સંતો એ ગોપીભાવ કેળવીને પણ તરી ગયા છે. આવા સંતોના અનુભવોદ્દગાર વિરહી સ્ત્રીના ઉદ્દગાર જેવા હોય છે. આ પુસ્તકમાંની કેટલીક ગરબીઓમાં અને ભજનોમાં એ ભાવ પ્રધાનપણે જણાઇ આવશે. એમાં **પરમાત્મ-પ્રાપ્તિ એ જ પતિમીલન છે, અને એના આનંદની ખુમારી તે બ્રહ્માનંદની મસ્તી** છે. સર્વ અભિમાનના આંતરિક ત્યાગ વિના પરમાત્મપ્રાપ્તિ દુર્લભ છે, અથવા કહો કે સર્વ અભિમાનનો ત્યાગ–સ્વાત્મત્વનું વિસ્મરણ–એજ પ્રભુપ્રાપ્તિ છે. મનુષ્યમાં જાતિ (Sex)નું અભિમાન સૌથી પ્રથમ સ્ફુરે છે અને ઉત્તરોત્તર વધીને દૃઢ થાય છે. એ નિર્મૂળ થવું એ સહેલી વાત નથી; અને એનો બીજભાવ પણ સ્વરૂપચ્યુતિ કરાવનાર છે. એ ભાવ નષ્ટ થવા માટે પણ સંતો પોતાના પુરુષત્વનું અભિમાન બાજુએ મૂકી દઇ ચૌદે બ્રહ્માંડોના પ્રાણરૂપ પ્રિયતમ પરમાત્માના ચરણોમાં પ્રિયતમારૂપે પોતાનું શિર ઝૂકાવે છે. આ ભાવ, આ તાલાવેલી, આ વ્યાકૂળતા, આ 'વ્રેહની ઝાળ', આ આનંદની, 'બ્રહ્માંડની બહાર ઉછાળા મારતી,' છોળોની ઝાંખી કેટલાંક કાવ્યોમાં તો જરૂર થશે.

કેટલાંક ભજનાદિમાં યોગિક સાધનાની કક્ષાઓ, અનુભવ વગેરેનું દિગ્દર્શન નજરે પડશે. જ્યાં ત્યાં મહારાજશ્રીને પૂછીને અમે ટૂંક નોંધ તો આપી જ છે. પરંતુ એ સઘળોય વિષય ગહન અને કેવળ ગુરુગમ્ય હોવાથી અત્રે એ વિષે લાંબું પુસ્તકિયા વિવેચન કરવું

ઉચિત નથી લાગતું. યોગ્ય માર્ગદર્શક વિના વ્યાવહારિક સત્યોનીયે ઝાંખી થવી મુશ્કેલ છે તો મનવાણીને અગોચર એવા પરમાત્મસ્વરૂપનું ભાન પોતાની દોઢવેંતની બુદ્ધિથી માણસને કેમ થઇ શકે ? સાક્ષાત્ રામચંદ્રજી જેવા પણ હતાશ થઇ શાંતિની શોધ માટે રડતી આંખે વસિષ્ઠ જેવાના ચરણકમળમાં ઝૂકી પડયા છે, ત્યાં સામાન્ય મનુષ્યનો તો શો હિસાબ ? ત્રિવિધ તાપથી તપ્ત થએલ સાચા સાધકને સદ્ગુરુ વગર ટાઢક આપનાર બીજું કોઇ જ નથી. પોથાંથોથાં તમામ ત્યાં નકામાં છે. બુદ્ધિનો ઘમંડ ઊલટો વધારે ઊંડા ખાડામાં નાખે છે. સંસારસાગરમાં ડૂબતા માણસને માટે જગત્માં ગુરુ એ જ એક તારણહાર છે અને ગુરુભક્તિ એ ઇશ્વરભક્તિ કરતાંયે સાધકને માટે તો વધારે કીંમતી અને આવશ્યક છે.

“ ગુરુ ગોવિંદ દોનું ખડે, કીનકો લાગું પાય;
બલિહારી ગુરુદેવકી, જીન્ને ગોવિંદ દિયો બતાય. ”

એ સદુક્તિ પ્રમાણે સદ્ગુરુની સંપૂર્ણ કૃપા અને આશિષ જેના ઉપર છે તેને પરમાત્મપ્રાપ્તિમાં વિલંબ નથી.

**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशयन्ते महात्मनः ॥**

એ ઉપનિષદુક્તિમાં કહ્યા પ્રમાણે, જેને પોતાના સદ્ગુરુમાં ઇશ્વરતુલ્ય ભક્તિ હોય તેને જ આ બધી ગહન ચીજો સમજાય છે. વાણી તો એકની એક હોય છે, પરંતુ બુદ્ધિભેદે દરેકને પ્રથક્ બોધ થાય છે; અને એની એ જ વાણીથી એક જણ તરી જાય છે અને બીજો ડૂબે છે. ગુરુદેવની સંપૂર્ણ કૃપા હોય તો જ બુદ્ધિના રજસ્, તમસ્ મળો દૂર થઇ બુદ્ધિમાં પૂર્ણ સત્ત્વપ્રકાશ પડે છે; અને ઋતંભરા પ્રજ્ઞા જાગ્રત થઇ સત્યાર્થનું ભાન થાય છે. આ ભાવ વિના ભાગ્યે જ આ સંગ્રહનું એક પણ પાનું ખાલી હોય.

કેટલાંક ભજનોમાં નીતિવૈરાગ્યાદિનાં અત્યંત આવશ્યક તત્ત્વોનો પણ સમાવેશ કરેલો માલૂમ પડશે. નીતિ કે સદાચાર એ સર્વ સાધનાનું મૂળ છે. દુરાચરણમાં રત થએલો મનુષ્ય ભલેને ભગીરથ પ્રયત્ન કરે, અને ઇશ્વરપ્રાપ્તિ માટેની એની ઇચ્છા ભલેને ફાવે તેટલી ઉત્કટ હોય તોપણ એ તલપૂરે આગળ વધી શકતો નથી; પણ ઊલટો દિવસે દિવસે વધારે ઊંડાણમાં સપડાતો જાય છે. આ તત્ત્વનું પણ કેટલેક ઠેકાણે સરળ પણ જોરદાર વર્ણન માલૂમ પડશે.

કેટલાંક ભજનોમાં સગુણવાદનું સૂચન જણાશે. સગુણભક્તિ એ ઉપેક્ષણીય નથી, અને કેટલાક 'પંડિતં મન્યમાનાઃ' અજ્ઞાન લોકો માને છે તેમ તદ્દન પ્રાથમિક પગથીયું પણ નથી; પરંતુ મનુષ્યની આધ્યાત્મિક સાધનામાં એક અત્યંત આવશ્યક અને પ્રાથમિક તો શું પણ માધ્યમિકથીયે આગળ વધેલા મનુષ્યો માટે પણ ઉપયોગી વસ્તુ છે. **સગુણભક્તિ એટલે સ્થૂળ મૂર્તિપૂજા જ નહિ, પણ કોઇ પણ આલંબનનિષ્ઠ ભક્તિ.** પથ્થર કે ધાતુની મૂર્તિની માફક યૌગિકચક્રાદિ કે કોઇ ૐકારાદિ વા અન્ય સૂક્ષ્મ આલંબ અથવા કલ્પના પણ મૂર્તિ જ છે; અને એની નિષ્ઠાને ફાવે તેવું ઉદાત્ત નામ આપવામાં આવે તોપણ એય મૂર્તિપૂજાનો જ એક પ્રકાર છે. આવી મૂર્તિપૂજા કઈ સ્થિતિએ પહોંચ્યા પછી છૂટી શકે, અને ચિત્તની નિર્ગુણ સ્વરૂપમાં ક્યારે સ્થિતિ થાય, નિર્ગુણભક્તિ ક્યારે શરૂ થઇ શકે અને ક્યાં પરિણમે, અને ચિત્ત સાવ નિરાલંબ કેવલીભાવને કેમ પ્રાપ્ત થાય, એ બધું પુસ્તકો પઢી તેના જોર પર ખુરસીઓમાં બેસી વાતો કરવાનો વિષય નથી. એ લોઢાના ચણા ચાવવાની વાત છે. 'ભીષ્મની બાણશય્યા કરતાંયે વધુ તીક્ષ્ણ શય્યા પર સૂવાની' તાલીમ છે, 'શૂળી પરની પુરી' નો અમર આસ્વાદ છે. સગુણભક્તિ વગર નિર્ગુણભક્તિની વાત કરવી એ પાણીમાં પડયા વગર તરતાં શીખવાની વાત જેવી હાસ્યાસ્પદ અને મનુષ્યબુદ્ધિની ગમારતાની સૂચક છે. જ્યાંસુધી

દેહાભિમાન કાયમ છે, ત્યાંસુધી નિર્ગુણભક્તિની વાતો સ્વપ્નના રાજ્ય-વૈભવની વાતો જેવી છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ કહ્યું છે કે

"अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ।"

છેવટનો આત્મવિચારાદિ કેટલોક ભાગ કેવળ તાત્ત્વિક છે. આધ્યાત્મિક સાધનામાં સાધકને ઉપસ્થિત થતી અનેક શંકાઓનું એમાં સ્વાનુભવપૂર્ણ સૂચક વિવેચન છે. એ બધામાં કદાચ પૂર્વાપર સંગતિ નહિ હોય; કારણકે અનેક ભકતોએ કાળ અને પાત્રભેદે પૂછેલા અનેકવિધ પ્રશ્નોનું એમાં ટૂંકમાં સ્પષ્ટીકરણ કરેલું છે. એમાંનો ઘણોભાગ તો અમને પોતાને વૈયક્તિક પત્રોત્તર તરીકે જ મળેલો, પણ એ સર્વસામાન્ય હિતનો જાણી અમે એને પણ આ સંગ્રહમાં સ્થાન આપ્યું છે. આધ્યાત્મિક સાધનાની એવી એકેય બાજુ ભાગ્યે જ રહી ગઇ હોય કે જેના ઉપર થોડો ઘણો પણ પ્રકાશ ન પડેલો હોય.

ભજનોનો કાંઇક ક્રમ રાખ્યો હોય તો ઠીક એમ લાગ્યું; પણ કાંઈ સૂઝ પડી નહિ. મહરાજશ્રીને એ સંબંધી પૂછતાં તેઓ તુરત જ બોલી ઉઠયા: "ક્રમ તો બગીચામાં હોય, પણ આ તો જંગલ છે; બગીચો સ્હેલ કરવા માટે ઠીક છે, પણ નિર્ભયતાનાં ઝરણાં તો જંગલમાં જ જડે." આ કથનની યથાર્થતા અમને પણ થતી ગઇ એટલે ક્રમની ભાંજગડમાં ન પડતાં અમે ભજનો જેમ આવે તેમ મૂકવાનું ઉચિત ધાર્યું છે. એક રાગનાં ભજન ઘણું ખરૂં સાથે રાખ્યાં છે. અમને મળી આવ્યા તેટલા ભજનોના રાગ ઉપર લોકપ્રિય ભજનોની રાહ આપી સૂચવ્યા છે. કેટલાકના રાગ અમને નથી બેઠા. મહારાજશ્રીને પૂછતાં તેઓ એક જ ઉત્તર આપે: "રાગ અવધૂતી. તમારૂં સંગીતશાસ્ત્ર પૂર્ણતાએ પહોંચ્યું છે એમ કાં માની લો છો? હજુ કોણ જાણે કેટલીયે રાગરાગિણીઓ એમાં ઉમેરાવાની બાકી હશે! પણ ભજનમાં રાગનો પ્રશ્ન ગૌણ છે. પ્રધાન પ્રશ્ન તો ભાવનો છે. ઉત્કટ ભાવ વિનાનું ભજનગાન તે ભૂખ વિનાના ભોજન જેવું છે. ભજન એટલે સંગીતનો જલસો નહિ. ક્ષણિક મનોરંજનની વાત બાજુએ મૂકીએ

તો સરવાળે એવા ગાનથી અપાય જ થાય છે. હું કોકવાર ગાંડુઘેલું ગાઉં છું તેવું તમે પણ નિખાલસ ભાવથી ગાઓ તો તમારૂં કલ્યાણ થશે. બીજાની ભાંજગડમાં કાં પડો છો ? છતાં કોઇ ગવૈયાને પૂછી તમને મળી આવે તો રાગ શોધવાની માથાકૂટ ભલે કરી લો. મને એની કાંઇ ગમ નથી."

સંગીત અમારો વિષય નથી, એટલે કોઇ અનુભવી રાગની બાબતમાં અમને સૂચના કરશે તો તેનો બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવે તો સાભાર સ્વીકાર કરીશું. પણ અત્યારે તો અમે નિરુપાય છીએ.

છેવટે બે શબ્દો સંતોની દિવ્યવાણીના વાંચન કે કીર્તન સંબંધમાં. સંતોની વાણી એ પ્રથમ અમુક અર્થ ધ્યાનમાં રાખીને કેવળ પ્રાસ મેળવીને કરેલાં શાબ્દિક, કૃત્રિમ જોડકણાં નથી. એ તો એમના હૃદયના પ્રસાદ (inspiration) ની શાબ્દિક સૌંદર્યમૂર્તિ છે. અર્થની પૂર્વયોજનાની એમાં ગંધ પણ નથી હોતી. અર્થ તો એમના દિવ્ય શબ્દોની પાછળ ગુલામની માફક દોડતો આવે છે. જૂની શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો આવી વાણી એ સાક્ષાત્ મંત્રો જ છે. અને એ ભાવથી તેનું વાંચન અને પરિશીલન કરનારને તેનાથી અમૂલ્ય લાભ થયા વિના કદાપિ રહેતો નથી. બાકી એવી સાત્ત્વિકદૃષ્ટિ વગરનું વાંચન તો મહારાજશ્રીએ લખ્યું છે તેમ

" વાંચી વાંચી પંડિત મૂઆ, ખોદી ખોદી મૂઆ ચૂવા,
બાપ એતો પડવાના કૂવા, ચઢયો બુદ્ધિએ કાટ "

ના જેવું જ છે. તે તે ભજન કે સ્તોત્રના અર્થમાં તો સૌન્દર્ય રહેલું હોય છે જ; પણ શાસ્ત્રીય દૃષ્ટિએ ખરૂં સામર્થ્ય તો એમાંના શબ્દો અને તેની પ્રાસાદિક રચનામાં જ હોય છે. કેટલાક ક્ષુલ્લક બુદ્ધિના મનુષ્યો એમ કહે છે કે ભગવતી ત્રિપદા ( ગાયત્રી ) કોઇ અલ્પમતિ પુરુષને આવડતી ન હોય તે પુરુષ તેના અર્થવિભાગનું મનન કરે તો તેને ગાયત્રી મંત્રના જાપનું ફળ મળે કે નહિ ? આમ

કથન કરનાર મનુષ્યની બુદ્ધિનું સંકુચિત સ્વરૂપ અને મંત્રશાસ્ત્રનું અજ્ઞાન જ સિદ્ધ થાય છે; કારણ કે કોઈ પણ મંત્ર કે ભજન–સ્તોત્ર એટલે અમુક અર્થ ધ્યાનમાં રાખી क વર્ગાદિ વર્ણો (અક્ષરો) ની ગમે તેમ ગોઠવણી કરીને રચેલી યુક્તિ નથી. પરંતુ મંત્રમાં તો તેમાં આવેલા પ્રત્યેક દિવ્ય વર્ણમાં રહેલું સામર્થ્ય સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને પ્રત્યક્ષ થાય છે. અર્થાત્ મંત્રનો ઉચ્ચાર કરવો એ વર્ણ તથા તેના પ્રત્યેક અંગમાં રહેલા સામર્થ્યનું સ્મરણ કરવું એ છે. તેથી જ તે મંત્ર, જપનારને અલૌકિક ફળની પ્રાપ્તિ કરાવે છે, અને તે તે મંત્ર તેની પાછળ રહેલા સંકલ્પબળ દ્વારા ઉત્પન્ન થએલા સામર્થ્યથી ફલપ્રદાતા થાય છે; નહિ કે क ख આદિ વર્ણો ફળે છે. આ માંત્રિક દૃષ્ટિથી આવી જાતનાં ભજનાદિનું મનનકીર્તનાદિ કરવામાં આવે તો સામાન્ય વાંચન કરતાં કેટલે અંશે એ વધારે ફળે છે, તે દરેક વાચક સ્વાનુભવથી જોઇ લે.

આમ પુસ્તક વિષે બનતું સ્ફુટીકરણ કરી વાચકોનો વધારે વખત ન લેતાં આટલેથીજ વિરમીએ એ ઠીક.

પ્રસ્તાવનાના લેખન આદિમાં અમને અમારા કેટલાક સ્નેહીઓએ અમૂલ્ય મદદ કરી છે, તે માટે તેમનો અત્યંત આભાર માનીએ છીએ.

નડિયાદનિવાસી સ્વ. મગનલાલ ગોકળદાસ મોદીના ભત્રીજા શ્રી. બાલકૃષ્ણ મોદીએ આ પ્રકાશનમાં આર્થિક સહાય કરી છે, તેની પણ આભાર નોંધ લેવી ઘટે છે.

અંતમાં, જે પૂ. મહારાજશ્રીની પ્રેરણા અને શુભ આશીર્વાદથી અમે આ પ્રકાશનનું કાર્ય નિર્વિઘ્ને પૂરૂં કરી શકયા તેમને અનેકશઃ પ્રણામ કરી, તેમના અવધૂતી આનંદના પ્રસાદનો આ થાળ ગૂજરાતની ધાર્મિક પ્રજાને અર્પણ કરીએ છીએ.

इति शम् ।

રામનવમી. પ્રકાશક



# अवधूत

आशापाशविनिर्मुक्त आदिमध्यान्तनिर्मलः ।
आनन्दे वर्तते नित्यम् अकारं तस्य लक्षणम् ॥
वासना वर्जिता येन वक्तव्यं च निरामयम् ।
वर्तमानेषु वर्तेत वकारं तस्य लक्षणम् ॥
धूलिधूसरगात्राणि धूतचित्तो निरामयः ।
धारणाध्याननिर्मुक्तो धूकारस्तस्य लक्षणम् ॥
तत्त्वचिंता धृता येन चिंताचेष्टाविवर्जितः ।
तमोहंकारनिर्मुक्तस्तकारस्तस्य लक्षणम् ॥

अवधूतगीता अ. ८ श्लो. ६–९
( પૃષ્ઠ ૪૪ જુઓ. )

When my long day draws down to dark at last,
And from my fingers falls the worn-out pen,
I shall not boast a wealth of volumes vast
On themes abstruse, to win the praise of men.
My vagrant rhymes, my tales of bygone days,
Are autumn leaves a wind-tossed tree has shed.
And few will deem them worth a meed of praise,
Or backward turn to read a page once read.
But I shall be content if you, my friends,
Who know my lack of literary lore,
Can say, when my, inglorious scribbling ends,
"He won the love of folk whose hearts were sore;
An evil deed he never called to mind,
Nor wrote a line that left a sting behind."

*C. S. D.*




मूर्खोऽहं मूर्खराजोऽहं मूर्खाणां च शिरोमणिः ।
ज्ञात्वाप्येवं भजन्ते मां तेऽपि मूर्खा न संशयः ॥१॥
नाहं कर्ता सर्वमेतद् ब्रह्मैव कुरुते यथा ।
किं लिखामि च कस्मै वा सर्वं ब्रह्ममयं जगत् ॥२॥
ब्रह्मणा लिख्यते लेख्यं ब्रह्मैव संप्रलिख्यते ।
ब्रह्मणे लिख्यते तस्माद् ब्रह्मार्पणमिदं मतम् ॥३॥

મૂર્ખ હું મૂર્ખનો રાજા, વળી મૂર્ખશિરોમણિ;
જાણ્યા છતાં મને જે કો ભજે નિઃશંક મૂર્ખ તે. ૧
કરું હું ના કશું સર્વ બ્રહ્મ પોતે કરેજ આ;
લખું શું ? કો તણે કાજે ? બ્રહ્માત્મક જગત્ બધું. ૨
લખાએ બ્રહ્મથી લેખ્ય, સમ્યક્ બ્રહ્મ લખાય છે;
લખાએ બ્રહ્મને માટે, તેથી બ્રહ્માર્પણ લખ્યું. ૩

રંગ અવધૂત.

ૐ

॥ श्रीदत्तः प्रसन्नोऽस्तु ॥



। શ્વાસે શ્વાસે દત્તનામ સ્મરાત્મન ।

# અવધૂતી આનંદ.

૧

( ભોલાનાથ દિગંબર—એ રાહ )

મેરો દત્ત દિગંબર એકહિ તારનહાર.—ધ્રુવ.
ગુરુચરનરજ મેરો તીરથ, એહિ ગંગ [૧]અઘહાર.—મેરો૦ ૧
[૨]ગુરુકંજપદધ્યાન સ્નાન મમ, સંધ્યા તર્પણ સાર.—મેરો૦ ૨
સ્વાધ્યાય[૩] ગુરુગુણસંકીર્તન સેવા તપ [૪]કલિતાર.—મેરો૦ ૩
'રંગ' ગુરુ બિન કોઇ ન તેરો, વિષય [૫]વિષારી [૬]વિખાર.—મેરો૦ ૪

૨

હું મૂરખ નાદાન, સંતો, હું મૂરખ નાદાન.—ટેક.
સ્નાન ન જાણું, ધ્યાન ન જાણું;
પૂજા નવ પવમાન.[૭] સંતો૦ ૧
દેવ ન જાણું, ધર્મ ન જાણું;
કર્મ તણું નવ ભાન. સંતો૦ ૨

---

૧. પાપહરણ કરનાર. ૨. ગુરુના ચરણકમળનું ધ્યાન. ૩. નિત્યપાઠ વા મંત્રજપ. ૪. (i) કલિયુગમાં તારનાર (ii) જીવેશ્વરના ઝગડામાંથી બચાવનાર. ૫. ઝેરી. ૬. સાંપ. ૭ એક વૈદિક સૂક્ત

વેદ ન જાણું, પુરાણ ન જાણું;
દર્શન નાહીં કુરાન. સંતો૦ ૩
કાવ્ય ન જાણું, ભાણુ[1] ન જાણું;
છંદ તાલ નહિ જ્ઞાન. સંતો૦ ૪
મંદિર જાઉં ન મસ્જીદ ધાઉં,
દત્તદ્વાર હું શ્વાન ! સંતો૦ ૫
ભોં ભોં કરતાં જન્મ ગયો આ;
'રંગ' થજો અવસાન ! ! સંતો૦ ૬

૩

## શ્રીદત્તાષ્ટક.

(દોહરા)

ઢૂંઢત દેખા જગતમેં, સાર વસ્તુ હૈ એક;
જીન પાયે સબ પા લિયા, દત્ત દત્ત દો ભેદ. ૧
દયા દાન અરુ દમન હૈ, દદ્દાકા યહ ભેદ;
તત્તા વિષયાધ્યાસ હૈ, તાકો તું કર છેદ. ૨
કુત્તે ચારોં વેદ હૈ, ચાટત નિશદિન પાંવ;
ગૌમાતા શાંતિ છમા ધરમલચ્છન સાર. ૩
એક હાથ ત્રિશૂલ હૈ, નાશ કરે અજ્ઞાન;
ડમરુ બાજે હૃદયમેં, સોહં સોહં નાદ. ૪
[2]ગદા દાન કર જ્ઞાનકા, કમલ હૃદયબિકાસ;
ચક્ર નાશ ભવચક્રકા, શંખ રટે ઓંકાર. ૫
જ્ઞાનનદી નિત સ્નાન હૈ, કૌપીન સંયમ સાર;
કિસ જીવ્હા ગુન ગા સકું ? ભેદ [3]નેતિ પુકાર. ૬

---

૧. જૂના નાટકનો એક પ્રકાર, જેમાં ઘણુંખરૂં એકજ માણસ બધા વેષ ભજવે છે. અહીંયાં નાટકના સામાન્ય અર્થમાં શબ્દ વાપર્યો છે.

૨. ગ=ધર્મ, જ્ઞાન; દા=આપવું. ૩. નેતિ=ન+ઇતિ.

સબ દેવનકા દેવ યહ, સબ ભેદનકા ભેદ;
ભૂપનકી તો કયા કથા? શ્વાસ નિસારે અનેક. ૭
બાર બાર [1]પ્રણુતિ કરૂં, ગાઉં મુખસે ગાન;
નાચું હો નિર્લજ મૈં, મસ્ત ફકીર પુરાણુ. ૮
દત્તાષ્ટક જો યહ પઢે, 'રંગ' દત્ત નિર્ધાર;
પામર વિષયી કોઉ હો, સાધુ સાધુ ત્રિવાર. ૯

## ૪

(રામભજનકુ દિયા કમલમુખ—એ રાહ)

દત્તગુરુ અવધૂત, ભજી લે પ્રાણી, દત્તગુરુ અવધૂત.—ટેક.
કાષાયાંબર ચરણુપાદુકા (૨), અંગ સુરંગ ભભૂત.—ભજી૦ ૧
માલા કમંડલુ ડમરુ બિરાજે (૨), હાથ ધર્યો હૈ ત્રિશૂલ. ભજી૦ ૨
સ્નાન સંધ્યા અરુ ધ્યાન સમાધિ (૨), છોડ હજારો તૂત. ભજી૦ ૩
'રંગ' કહે સૂણુ સૂણુ [2]રતનજી (૨), એ વિણુ સબ કુછ જૂઠ. ભજી૦ ૪

## ૫

દત્ત દિગંબર દેવ, ભજી લે પ્રાણી, દત્ત દિગંબર દેવ.—ટેક.
ભકતન કારન દેહ ધર્યો હૈ (૨), અલખ નિરંજન એહ. ભજી લે૦ ૧
ચૌદ લોક સબ ચાકર જાકે (૨), જગ્ત જગાવત અલેખ. ભજી લે૦ ૨
ગો કૂતર પશુ પંછી સમાના (૨), નર નારાયણ પેખ. ભજી લે૦ ૩
'રંગ' કહે સૂણુ સૂણુ રતનજી (૨), એ વિણુ ફોગટ ભેખ. ભજી લે૦ ૪

---

૧. નમન. ૨. મહારાજશ્રીના પરમ સ્નેહી શ્રી. રતનલાલ ત્રિપાઠીને ઉદ્દેશીને આ તથા આગી પછીનું, એમ બંને ભજન લખાયાં છે. સગુણ સાક્ષાત્કાર વગર નિર્ગુણ સાક્ષાત્કાર દુર્લભ છે અને અનન્ય ભક્તિ વગર સગુણ સાક્ષાત્કાર પણ દૂર છે, એ તત્ત્વનું એમાં સૂચન છે.

૬

## પ્રભાતિયાં

( જાગને જાદવા—એ પ્રભાતિયાની રાહ )

જાગને જોગીડા દત્ત દિગંબરા,
તુજ વિના ભક્તઅત્ર કોણ હરશે ?
કલિ બધે વ્યાપિયો ધર્મ સંતાડિયો,
ધર્મસંસ્થાપના કોણ કરશે ?—ટેક.
નાસ્તિકો [1]નગ્ન થઇ વલ્ગના બહુ કરે,
આચરે જેહ મન જેહ ભાવે;
ભક્તિ પંગૂ થઈ અન્ય ખંડે ગઇ,
સર્વને શુષ્ક મન જ્ઞાન ભાવે.—જાગને૦ ૧
ત્યાગવૈરાગ્યની ઠેકડી સહુ કરે,
ભોગમાં મસ્ત થઈ જગત ડોલે;
દાનવ્રતપૂજને ચિત્ત હા ! નવ ઠરે,
વ્હેમ બાધા બધે સ્વૈર ચાલે.—જાગને૦ ૨
ગુરુ તણો રાફડો ચોદિશે ફાટિયો,
જેહને જે ગમે તેને મુંડે;
'મુંડને મોક્ષ' એ સૂત્ર સોંઘું થયું,
વ્યાસશાંડિલ્ય ગમ કોણ દોડે ?—જાગને૦ ૩
આપપંથી બધા આત્મ નવ ઓળખે,
દેવને ભૂલી મંદિર પૂજે !
'રંગ' મૂગો થઈ તુંહિ તુંહિ આચરે,
તું વિના આન[2] નવ કાંઈ સૂઝે ! !—જાગને૦ ૪

---

૧. નિર્લજ્જ થઈ; મર્યાદા મૂકી દઈ. ૨. બીજું; અન્ય.

૭

એક કિરતાર કલિતાર સૃષ્ટિ તણો,
મૂકીને મૂઢ નાના[1] ઉપાસે;
એક અનંત અવિનાશી પરિબ્રહ્મને,
ભૂલીને ભૂતની દોડે વાંસે !—ટેક.

આંખ દેખે નહિ કાન સૂણે નહિ,
ઇંદ્રિયો સ્પર્શ ના જેહ કરતી;
તે થકી ઊપન્યું[2] સર્વ સૃષ્ટિ વિષે,
પવન પાણી અને તેજ ધરતી.--એક૦ ૧

કાળ કંપે અતિ બીકથી જેહની,
તેજ ચંદ્રાર્ક જો અમિત[3] આપે;
સૂર્યનો સૂર્ય એ ચંદ્રનો ચંદ્ર એ,
દુઃખડાં દીનનાં એજ કાપે.--એક૦ ૨

પ્રેત ને પ્હાણને પૂજી પાખંડને,
પોટલાં પાપનાં કેમ છૂટે ?
વ્હેમ બાધા થકી બોધ થાએ નહિ,
બોધ વિણ બંધ જનિ[4] કેમ તૂટે ?--એક૦ ૩

બીજમાં વૃક્ષ ને વૃક્ષમાં બીજ પરિ-
બ્રહ્મમાં આપ પર તેમ કાસે;
[5]રજ્જુભુજંગ સમ વિશ્વ ભ્રાંતિ બધી,
આદિમધ્યાંત પરિબ્રહ્મ ભાસે.—એક૦ ૩

સુજ્ઞને સાન બસ [6]અજ્ઞને આણ પણ,
[7]દગ્ધને ડા'પણ કોણ દેશે ?
દેખતાં આંધળો આપથી થાય જે,
તેહનો હસ્ત તે કોણ ર્હેશે ?—એક૦ ૫

---

૧. અનેક ૨. ઉપન્યું. ૩. અપાર. ૪. જન્મ. ૫. દોરડીમાં સર્પની ભ્રાંતિની માફક. ૬. અણસમજુ. ૭. દોઢડાહ્યો.

તર્કવિતર્કનું જોર ચાલે નહિ,
પંડિતાઇ વૃથા ત્યાં તકાસે;
જ્ઞાતઅજ્ઞાતની પાર પર એ વસે,
જ્ઞાત અજ્ઞાત એથી પ્રકાશે !—એક૦ ૬

જ્ઞાની મૂગા થયા મૂઢ બોલે ઘણું,
દેખતા આંધળા અંધ દેખે !
પંગુ દોડે ઘણું દોડતા પાંગળા,
સુરિજનો શૂન્યમાં આપ પેખે ! !—એક૦ ૭

તેહ તું તેહ તું વેદ ગર્જી કહે,
સુણતાં 'રંગ' નર ભાન ભૂલે;
મોહપડદા ખરે, સંસૃતિભય ટળે,
ગુરુકૃપા હોય તો ભેદ ખૂલે.—એક૦ ૮

૮

એક આધાર કિરતારનો જગતમાં,
એ વિના શૂન્ય શમશાન ઠાલું;
દીપ વિણ ગેહ[1] જ્યમ સ્નેહ વિણ દીપ જ્યમ,
પ્રાણ વિણ દેહ જ્યમ કુણપ[2] મેલું.—ટેક.
દિવ્ય રચના કરી માનવી તનુ રચી,
અંગઉપાંગથી પૂર્ણ કેવી !
દુગ્ધ પેદા કરી જનનીના સ્તન વિષે,
જન્મ પહેલાં લીધી સૂધ[3] એવી ! !—એક૦ ૧

ચિત્ત ચિંતન કરે બુદ્ધિ નિશ્ચય કરે,
શક્તિ એવી વળી જેણે દીધી;
તેહને ભૂલીને અન્ય વાંસળ ફરે,
રતનને છોડીને રાખ લીધી !—એક૦ ૨

---

૧. ઘર. ૨. મડદું. ૩. સંભાળ.

આંખની આંખ જે કાનનો કાન જે,
દેવનો દેવ જે તેહ ભૂલી;
વિષયકર્દમ[1] સુંથી મોહ જાળું ગુંથી,
શીરો મૂકી ગળી વ્યર્થ થૂલી!—એક૦ ૩
શું થયું વેદવાણી બકયાથી ઘણી?
શું થયું શાસ્ત્ર પુરાણ વાંચ્યે?
શું થયું સ્નાન ને દાન કીધા થકી?
શું થયું તીર્થ ને પ્હાણ પૂજ્યે?—એક૦ ૪
શું થયું રૂપ કાઢી થયે ફૂટડો?
શું થયું નાર કોડે રમાડી?
શું થયું હસ્તી ને વાજી[2] સ્વારી થકી?
શું થયું લોક અચરજ પમાડી?—એક૦ ૫
શું થયું ગદ્ય ને પદ્ય રચના થકી?
શું થયું ભાષણો વ્યર્થ દીધે?
શું થયું દેશવિદેશવિખ્યાતિથી?
શું થયું કાવ્યરસ ભૂરિ[3] પીધે?—એક૦ ૬
શું થયું મુંડ મુંડાવી ચોદિશ ભમ્યે?
શું થયું વન વિષે વાસ કીધે?
શું થયું કાય સૂકાવી ઉપોષણે?
શું થયું શુષ્ક હરિનામ લીધે?—એક૦ ૭
વેદના મૂળને શાસ્ત્રના [4]સૂરને,
જગતકરતારને જો ન જોયો;
વ્યર્થ નર અવતરી માતૃયૌવન હરી,
'રંગ' ચિંતામણિ જન્મ ખોયો!!—એક૦ ૮

---

૧. કાદવ. ૨. ઘોડો. ૩. ઘણો. ૪. (i) સૂર્ય–સર્વ શાસ્ત્રોના આધારભૂત બ્રહ્માનુભવરૂપ પ્રકાશ. (ii) સચ્છાસ્ત્રોરૂપી વાજીંત્રોમાં ગુંજી રહેલ જીવબ્રહ્મની એકતાનો સૂર.

૯

ભાવથી ભજન કર, હરિતણું રટણુ કર,
નિંદ પર છોડી દે, મૂર્ખ પ્રાણી;
કોટિ પુણ્યે કરી નરતનુ આ મળી, તાર ચિંતામણિ એહ જાણી. ટેક.
બાલપણુ ખેલમાં તરુણપણ [1]મેલમાં, ક્લેશમાં કામિનીસંગ ખોયું;
દામ ને ચામમાં વ્યર્થ એળે ગયું, અંત પસ્તાવથી ચિત્ત રોયું !–ભાવથી૦ ૧
વૃદ્ધ તનુ થરથરે, ચીતડું નવ ઠરે, કામના ના મરે કો ઉપાયે;
માળ ગ્રહી ના ગ્રહી, કાળ ઉભો સહી, કાજ ત્યાં ના સરે મૂઢ રોયે.–ભાવથી૦ ૨
હાથથી દાન કર, કાનથી શ્રવણ કર, ગાન કર વદનથી નાથ કેરૂં;
સાંગ છે દેહ [2]સ્વસ્થાક્ષ નર જ્યાંસુધી, પુણ્યપંથે પળી ટાળ તેરું–ભાવથી૦ ૩
આગ લાગી ઘરે કૂપ ખણુવા ફરે, હાંસી થાએ હરે જો વિચારી;
[3]દાર ને વિત્ત ત્યાં કામ આવે નહિ, દાસ ને દાસીની વ્યર્થ યારી.–ભાવથી૦ ૪
આભ ફાટયું તિહાં થીગડું કોણ દે, નાથ નટવર વિના કોણ બેલી ?
'રંગ' માયા ત્યજી ભક્તિ દૃઢ ઉર ધરી,
[4]નાથપદકંજરત થાને [5]આલી !!–ભાવથી૦ ૫

૧૦

કોઇને જીવ વિયોગ અદકો કરી,
જનમનાં પાપ સહુ નાખ ધોઈ;
ભક્તિ ભગવાનની પ્રાપ્તિ નિર્વાણુની,
આપથી આપને લેને જોઈ.—ટેક.
કોણ તું જીવડા શે થકી આવિયો,
મરણ પછી શી ગતિ જો વિચારી;
આદિ ને અંતમાં નાહીં, તે મધ્યમાં
શે હશે કાય તુજ આ વિકારી ?—કોઇ૦ ૧

---

૧. વિષયોપભોગમાં. ૨. શાબૂત ઈંદ્રિયોવાળો. ૩. સ્ત્રી. ૪. પ્રભુના ચરણકમલમાં મગ્ન. ૫. હે (મનરૂપી) ભ્રમર.

નાશની આશામાં વ્યર્થ કાં ભટકતો,
　　કીચડે કાંચન ક્યાંથી હોયે?
[1]તોયને મંથતાં તૂપ[2] નહિ નીસરે,
　　[3]અબ્દ હજાર જો તું વલોવે!—ઊઠ૦ ૨

[4]ઉપલ અગ્નિ તણો જોગ જાણ્યો ઘણો,
　　જુક્તિ વિણ મુક્તિ નવ હાથ આવે;
અલ્પ મતિ આંધળી આત્મ નવ ઓળખે,
　　વેદિયાં ઢોર[5] તે ત્યાં ન ફાવે!—ઊઠ૦ ૩

મસ્ત કો ભેદીઓ[6] આપ પર વેદીઓ[7],
　　જાણતો દસ્ત[8] જો 'રંગ' પકડે;
મોહઘુંઘટ ખરે, શોક શંકા ટળે,
　　શાંતિ સુખ પ્રજ્વળે આપ મેળે!!—ઊઠ૦ ૪

## ૧૧

શે મુખે વર્ણવું કીર્તિ કિરતારની?
　　નેતિ નેતિ કહી વેદ થાક્યા;
સહસ્રદ્વય જીભથી શેષ વર્ણી રહ્યા,
　　શેષ નવ ગુણ તણું તોએ પામ્યા! ટેક.

પિંડબ્રહ્માંડની ખંડરચના કરી,
　　લક્ષ ચોરાશી યોનિ બનાવી;
ખાદ્ય ને પેય વળી અવનવું ત્યાં રચ્યું,
　　એકથી એક છે દિવ્ય ભારી.—શે૦ ૧

---

૧. પાણીને. ૨. ઘી. ૩. વર્ષ. ૪. પથ્થર. ૫. પઢત મૂર્ખ (learned fools). ૬. ભેદુ. ૭. જાણકાર, જ્ઞાની. ૮. હાથ.

રવિ શશી તારલા વ્યોમ[1] માંહે ભર્યા,
મેઘમંડળ તણાં જૂથ ન્યારાં;
આભ વણથંભ અદ્ધર ધરી રાખિયું,
પ્હાડથી નીસરે વારિધારા!—શે૦ ૨

દિવસ ને રાત ઋતુકાળ નિશ્ચય કર્યો,
સર્વમાં દીસતી એક માઝા;
પવન ને પાણીની જોડ સાધી ઘણી,
એકથી સરજીયા ઘાટ ઝાઝા.—શે૦ ૩

બિંદુથી સિંધુ નિર્માણ કોટિ કીધા,
નિયમથી બદ્ધ કરી તેહ થાપ્યા;
બાજી સારી રચી ખેલતો રચીપચી,
દેખીને [2]સુરવરો મોહ પામ્યા.—શે૦ ૪

અકળ ગતિ તાહરી, મતિ ન ચાલે હરિ!
મૌનમાં મુનિજનો મોજ માણે;
'રંગ' કરગરી પડી પાંવ તુજ નરહરિ,
તું વિના આન નવ વેણુ આણે.—શે૦ ૫

૧૨

વિષયની વાતમાં વિષ્ણુ ભૂલી ગયા,
રાખની આશમાં લાખ ખોયા:
દેહની ચિંતમાં દેવ કોરે રહ્યા,
મોહિનીજાળમાં સર્વ મોહ્યા.—ટેક.

પેટની વેઠમાં રાતદિન આથડે,
શેઠની ભેટ નવ ક્યાંય થાતી:
આયુ એળે ગઇ કરમકથની રહી,
રોઇ રોઈ થઇ આંખ રાતી.—વિષયની૦ ૧

---

૧. આકાશ. ૨. દેવો.

ગંગકાંઠે રહી તૃટ્[1] થકી તડફડે,
બીકથી ફફડે જીન મેલો;
કલ્પવૃક્ષે વસી ભૂખથી ટળવળે,
ભીખથી હરખતો જીવ ઘેલો.—વિષયની૦ ૨

ફહાન મન ના ઠરે, કામિની ચિત હરે,
ભોગમાં ભસ્મ થઇ અંત કાયા;
પિંડપોષણુ કરી પાપ પૈસો રળી,
નિરયમાં[2] નાખતી 'રંગ' માયા.—વિષયની૦ ૩

મન માર્યાં વિના મુક્તિ નવ સાંપડે,
[3]શુક્તિ જાણ્યા વિના ભ્રમ ન જાયે;
ભ્રમ ભાગ્યા વિના બ્રહ્મ નવ આકળે,
ભવવ્યથા ના શમે કો ઉપાયે.—વિષયની૦ ૪

૧૩

જૂઠમાં જીંદગી જાય નર જો વહી,
પાણીનું પૂર જ્યમ જાય દરિયે;
દિવસ ને રાત ઋતુકાળ ઝટઝટ વહી જાય છે,
ચેત નર મૂઢ જરીએ! ટેક.

શઠ તણી સંગતે સંતનિંદા કરી,
સાધુકુથલી કરી મોજ માણે;
દેવ ને ધર્મની ઠેકડી બહુ કરી,
આપને અન્યથી સુજ્ઞ[4] માને—જૂઠમાં૦ ૧

દામની દોડમાં કામિનીસોડમાં,
નામની નેમમાં જીવન ખોતો;
પરદોષે કરી સૂક્ષ્મદૃષ્ટિ હરિ!
આપની[5] એબમાં અંધ થાતો!—જૂઠમાં૦ ૨

૧. તરસ. ૨. નરકમાં. ૩. છીપ. ૪. ડાહ્યો. ૫. પોતાની જાતની.

૧૨

સત્ય મુખ નવ ગમે અનૃતે[1] મન રમે,
ભ્રાંતિમાં ચિત ભમે દિવસરાતી;[2]
પરધન દાર પરની તકાસે અતિ,
દાનમાં નવ ધરે પાઈ રાતી.—જૂઠમાં૦ ૩

દેહને અમર માની રમે વિષયમાં,
[3]દમનને ઢોંગ માની વખોડે;
આપપંથે પળી આત્મહત્યા કરી,
પાપનાં પોટલાં બાંધે કોડે[4].—જૂઠમાં૦ ૪

આખર આકરી ચેત મન વાઘરી,
કાળ મન લેશ કરુણા ન આવે,
માર મારે અતિ શરણ એક શ્રીપતિ,
'રંગ' વકીલાત નવ અન્ય ફાવે!—જૂઠમાં૦ ૫

૧૪

ભાવ વિણ ભક્તિ નવ કામ આવે કદી,
ભૂખ વિણ ભાખરી વ્યર્થ ઝેરી;
સ્નેહ[5] વિણ દીપકળી કેમ ઓપે સહી,
[6]કલીબની વલ્ગના ગગનઘેરી? ટેક.

પ્રેમ ત્યાં નિત્ય પરમેશ હાજર ખડો,
ઢોંગથી ઢૂકડો દૂર નાસે;
નાટકી ઠાઠથી કાટ નવ નીસરે,
કામ ત્યાં રામ કદીએ ન ભાસે.—ભાવ૦ ૧

ઠાઠ ઉપર કર્યો મેલ માંહે ભર્યો,
ખેલ ખેલાડીનો પેટ ભરવો;
હરિ હરિ રાતદિન મુખ થકી ઓચર્યો,
આંસુ પાડી મૂવો ભાંડ ભડવો!—ભાવ૦ ૨

---

૧. અસત્યમાં. ૨. રાત. ૩. ઇંદ્રિયનિગ્રહ. ૪. હોંસે. ૫. તેલ. ૬ નપુંસક.

૧૩

કૂડ ને કપટ કુકર્મ માંહે ભર્યા,
બહારથી તિલક ને છાપ દીધાં ?
માળ ને [1]ટાળથી મૂઢ જન છેતર્યા,
મીઠડી વાણીથી કવન કીધાં ! !—ભાવ૦ ૩
પિયુ પિયુ ઓચરી વન બપૈયો મૂવો,
પિયુ તણો શોધ નવ ક્યાંય લાગ્યો;
કાળની જાળમાં અંત જઈ સાંપડયો,
પાંખ ફફડાવીને વ્યર્થ રોયો !—ભાવ૦ ૪
ભજન અમૃત તણું [2]અશન વિષનું ઘણું,
અમર તે કાય તુજ કેમ થાશે ?
ગાન મુખ રામનું ધ્યાન તો દામનું
ચામનું 'રંગ' ક્યમ મુક્તિ થાશે ?—ભાવ૦ ૫

૧૫

વિષયની વાડીમાં જીવ ભૂલો પડ્યો,
વિષયપુષ્પે ભમે મૂઢ ઘેલો;
રૂપ ને રંગમાં મોહી ખળસંગમાં,
આયુ એળે ખુવે રાંડચેલો.—ટેક.
શ્વાનને હાડથી પ્રીત લાગી ઘણી,
દ્વેષથી ઝાડની ઓથે ધાએ;
દાઢથી સ્રાવ જે થાય તે હાડનો,
માની મનમાં અતિ ખુશ થાએ.—વિષયની૦ ૧
સ્વાત્મસુખ પરિહરી નિગ્રઇંદ્રિય[3] થઈ,
આપથી આપને મૂઢ બાંધે;
અંત જર્જર થઈ કાળજાળે પડી,
મત્સ્ય સમ તડફડી પ્રાણ કાઢે !—વિષયની૦ ૨

---

૧. કરતાલ. ૨. ખાણું. ૩. ઇંદ્રિયોને વશ.

ભક્તિ મન ના ગમે ભાંડ ભવાઈ ગમે,
ખાન ને પાનમાં મસ્ત રહેતો;
રાનમાં અંત જઇ રાખ થઈ લોટતો,
ફરી ફરી ગર્ભમાં દુઃખ સહેતો.—વિષયની૦ ૩
કીટ[1] કર્મે કરી વમળમાં જઇ પડયો,
એકથી અન્યમાં એ તણાએ;
દેખે દયાળુ તો બહાર કાઢી મૂકે,
વૃક્ષ નીચે ઠરી શાંત થાએ.—વિષયની૦ ૪
એમ સદ્દગુરુ તણી દૃષ્ટિ જો નર પડી,
ભ્રમણપરંપરા તો જ ખૂટે;
શાંતતટ હાથ લાગે ફરી પુણ્યનો
ઉદય જો થાય તો બંધ તૂટે.—વિષયની૦ ૫
ચેત ને ચેત નર નરક ખર કાં ચુથે,
વીતી વેળા નહિ હાથ આવે;
વાસનાવસ્ત્ર મેલાં ત્યજી નાથને
'રંગ'ના પ્રેમથી નિત્ય ગાએ !—વિષયની૦ ૬
સાર નરદેહનો એજ શાસ્ત્રે કથ્યો,
[2]સુરિજનો એહમાં મોજ માણે;
જે મુખ રામ નહિ ધૂળ મુખ એ પડી,
શ્વાન સૂકર સમો જન્મ તાણે !—વિષયની૦ ૭

૧૬

આવ દિગંબરા દત્ત કરુણાકરા,
તુજ વિના ચેન નવ કાંઈ પડતું;
[3]ગેહઉદ્યોગમાં ચિત્ત નવ આ ઠરે,
વ્હેના દુઃખથી નિત્ય રડતું.—ટેક.
ખાન ને પાન મન ઝેર સમ લાગતાં,
વસ્ત્ર વિભૂષણો પ્રેતભૂષા;

---

૧. કીડો. ૨. જ્ઞાનીઓ. ૩. ઘરધંધામાં.

ઉંચી અટારી ને મેડી સમશાનવત્
શૂન્ય ખાવા ધસે ભૂતવેષા !—આવ૰ ૧
ગાય વિણુ વાછડું દીન જયમ બાપડું,
ચંદ્ર વિણુ સૂતકી કાળી રાતી;
માત વિણુ [1]તોક આક્રંદનો પાર નવ,
તું વિના દુઃખથી ફાટે છાતી !—આવ૰ ૨
કાંઇ થઇ પાવડી પાંવની તુજ બનું,
[2]મૃદુ બની કેશ કાળા પખાળું !
દેહ બાળી બનું ભસ્મ ભીતિહરા,
અંગ પર જો ધરે તું કૃપાળુ !!—આવ૰ ૩
મૃગ થઈ [3]વ્યાધથી દેહ વિંધાવું આ,
અજીન[4] થઈ બેસવા કામ લાગું !
શ્વાન થઇ મંદિરે નિત્ય ચોકી કરૂં,
દરસ વિણુ આન નવ કાંઇ માગું !!—આવ૰ ૪
હૃદયમંચક[5] કરી સાફ રાખ્યો હરિ,
પ્રેમજલ પાદ્યથી[6] પગ ધોઉં;
સત્યશૌચાદિપુષ્પે કરૂં અર્ચના,
બાળીને કામક્રુધ ધૂપ દેઉં !—આવ૰ ૫
દ્વૈત ભોજન ધરૂં પેય અઘ[7] આગળું,
[8]'રંગ' તાંબૂલ મુખશુદ્ધિ સારૂ;
દોડ ને દોડ જોગીવરા શ્રીધરા,
તુજ વિના જીવન લાગે ખારૂં !!—આવ૰ ૬

૧૭

દરદીનું દરદ એક દરદી જાણી શકે,
આન મન દેખીને હાંસી આવે;

---

૧. બાળક. ૨. માટી. ૩. શિકારી. ૪. મૃગછાલા. ૫. ખાટલો, બાજઠ.
૬. ગંધાક્ષતાદિથી યુક્ત પગ ધોવાનું પૂજાજળ. ૭. પાપ. ૮. વિષયાસક્તિ.

સ્નેહની ઝાળ એક વિરહી પરખી શકે,
કલ્પના આનને અલ્પ નાવે.—ટેક.
રડી રડી આંખડી સુજી થઈ રાતડી,
રાતડી જુગ સમી લાગે કારી;
નિંદ આવે નહિ જાગ ભાવે નહિ,
ઊઠબેસે તૂટી તંગ[1] મારી.—દરદીનું૦ ૧
આવ ને આવ અવધૂત દિગંબરા,
ક્યાં લગી અંત અનંત જોશે ?
કંથ વિણ કામિની પંથ શે લાધશે,
માત વિણ તોકગતિ શી જ થાશે ?—દરદીનું૦ ૨
આપું શું તુજને સર્વદાતા હરે ?
વિધિ હરિ હર કરે તુજ સેવા !
ધ્રુવ ઉપમન્યુએ આપ્યું શું ભૂધરા,
જે થકી પામિયા મિષ્ટ મેવા ?—દરદીનું૦ ૩
[2]શુષ્ક કાષ્ઠે હરિ પત્ર આણ્યાં ફરી,
રજકને રાજ દીધું અઘારિ[3];
સતીપતિ ઊઠવી[4] દુષ્ટ ભગ[5] ટાળિયું;
એકલો 'રંગ' કાં દીધ વિસરી ?—દરદીનું૦ ૪
કોટિ દોષે ભરી પૂર્ણ હું નરહરિ,
તુજ તણો જગતમાં દાસ કહાઉં;
માર કે તાર તુજ દ્વાર આવી ખડો,
લાજ જાશે [6]યદિ ખાલી જાઉં !—દરદીનું૦ ૫

૧૮

ઊઠને મૂઢ આલસ્ય નિદ્રા ત્યજી,
સમરી લે શ્રીહરિ ભાવભૂખ્યા;

---

૧. ટાંગ; પગ. ૨. મહારાષ્ટ્રમાં થઈ ગએલ દત્તાવતાર **શ્રીપાદશ્રીવલ્લભ** અને **નૃસિંહસરસ્વતીની** લીલાઓનું સૂચન છે. ૩. પાપનો નાશ કરનાર. ૪. સજીવન કરી. ૫ પ્રારબ્ધ; નસીબ. ૬ જો.

નરતનુ આ મળી પુણ્યકોટે કરી,
મુક્તિ લેને વરી, કરમફૂટયા.—ટેક.
[1]લાલ વેચી કરી કાચ લે જ્યમ કપિ,[2]
વિષ્ણુ મૂકી ક્યમ વિષય ખોળે?
ત્યાગી સુરસિંધુ[3] મૃગનીર વાંસળ ભમે,
અમૃત મૂકી કાં ગરલ[4] ઘોળે?—ઊઠને૦ ૧
અગ્નિ ઘૃતથી કદી શાંત દીઠો નથી,
વાસના ભોગથી નવ વિરામે;
[5]વિરતિવારિ થકી વાસનાદવ શમે,
શાંતિ સુખ સંયમે આપ પામે.—ઊઠને૦ ૨
[6]એકથી એક મૂવા મતિ જ્યાં કરી,
પાંચથી શી ગતિ થાશે તારી?
ચેત રે ચેત જીવ પેખ શિવ અંતરે,
ભીતિ ભવ જે હરે મન્મથારિ![7]—ઊઠને૦ ૩
વારિબુદ્‌બુદ[8] સમી કાય ભંગુર[9] ઘણી,
ફૂટતાં વાર નવ અલ્પ લાગે;
કાળ ઠાડો શિરે આયુ ક્ષણક્ષણ હરે,
વાયદો વણિકનો ત્યાં ન ચાલે!—ઊઠને૦ ૪
રાય ને રંક સહુ માટી ભેળા મળ્યા,
કર્દમે જઇ કળ્યા મૂઢ પ્રાણી;
જે નર જાગિયા ભક્તિપંથે પળ્યા,
'રંગ' શિવમાં ભળ્યા વિબુધ[10] જ્ઞાની.—ઊઠને૦ ૫

૧૮

મૂળ સંસારનું મૂઢ મન માંકડું,
વિષયવૃક્ષે ભમે સ્વૈર ઘેલું;

૧. રત્ન. ૨. વાંદરો. ૩. ગંગા. ૪. ઝેર. ૫. વૈરાગ્યરૂપી પાણી. ૬. શબ્દથી મૃગ, સ્પર્શથી હાથી, એમ એક એક વિષયથી એક એક જણ. ૭. કામદેવના નાશ કરનાર. ૮. પાણીનો પરપોટો. ૯. નાશવંત. ૧૦. આત્મબોધવાન.

ના ઠરે એક પલ એકથી અન્ય પર,
દોડતું દિવસ ને રાત મેલું.—ટેક.
[1]અદ્રિ કર પર ધરે, અબ્ધિ શોષણ કરે,
અગ્નિજ્વાળા ગળે સિદ્ધ કોઇ;
આભમંડળ ઉડે, [2]આપ અમૃત કરે,
રાખ ચિંતામણિ રત્ન સોઇ.—મૂળ૦ ૧
[3]કેસરી કંઠ કોઈ ઘંટ જઇ બાંધતું,
નાગને નાથ ઘાલે મદારી;
સ્હેલ છે ખેલ સહુ એહ બાજીગરી,
[4]મનહરિબંધને સર્વ હારી!—મૂળ૦ ૨
મત્ત ગજરાજના દંત જીવતાં સહે,
[5]મકરની દાઢથી કાઢે મોતી;
અલ્પ મન આગળે દાળ સીજે નહિ,
ભલભલાની મતિ ત્યાંહ રોતી!—મૂળ૦ ૩
[6]હઠ અને રાજથી મંત્રલયસાજથી,
વ્રતજપાદિ થકી કોઇ મથતું;
તીવ્ર ઉપોષણે ઇન્દ્રિયો મથી ઘણી,
સાધના ફરી ફરી કોઈ કરતું.—મૂળ૦ ૪
ધ્યાન અભ્યાસથી [7]વિરતિ અસિધારથી,
નાદસંધાનથી સુરતી જોડે;
ગુરુતણી સેવથી ઈશની મ્હેરથી,
મન તણાં મૂળ તો તેહ તોડે.—મૂળ૦ ૫
[8]ઊર્મિ ઊઠે જરી બ્રહ્મસાગર મહીં;
ફેલતાં ફેલતાં નષ્ટ થાએ!
વૃત્તિ ખેચરી[9] કરી નામરૂપ વિસરી,
'રંગ' રંગે હરિ કો સમાએ! !—મૂળ૦ ૬

---

૧. પર્વત. ૨. પાણી. ૩. સિંહ. ૪. મનરૂપી વાંદરું અથવા સિંહ અથવા ઘોડો. ૫. મગર. ૬. હઠાદિ યોગના પ્રકાર છે. ૭. વૈરાગ્યરૂપી તરવાર .. ધારથી. ૮. તરંગ. ૯. નિરાલંબ.

૨૦

વેણુ વાગે અલી! હૃદયકુંજે હરિ,
રાસ રમતા કરી વિવિધ લીલા;
બોંતેર સહસ્ર સાહેલી ટોળે કરી,
પ્રેમરસ પાઇને પીતા ઘેલા.—ટેક.

દશ લટકાં કરે ત્રણ ઠમકે ઠરે,
એક મુરતીબળે કા'ન ખેંચે;
વિવિધ વસ્ત્રો સજી ચોરાશી ફેરા ફરે,
મધ્યમાં કાળિયો નાચ નાચે.—વેણુ૦ ૧

એક નીચી નમે બીજી મધ્યે ભમે,
ત્રીજી આકાશમાં અધર ઉડતી;
એક વળી ચક્રમાં ફરી ફરી દોડતી,
એક તટસ્થ રહી હાસ્ય કરતી.—વેણુ૦ ૨

એક પ્રતિબિંબને જોઈને રાચતી,
એક આલિંગતી ખાલી છાયા;
એક વળી નાદમાં ભાન ભૂલી ભમે,
એક તેજે કરી બાળે કાયા.—વેણુ૦ ૩

[1]સ્વાન્તવૃંદાવને વૃત્તિગોપી મળી,
કાનુડો આત્મ નટરાજ ખેલે;
પલકમાં ખલક અનંત પેદા કરે,
મત્ત આનંદમાં 'રંગ' રેલે.—વેણુ૦ ૪

૨૧

ભેદમાં ખેદ અભેદ નિર્વાણ છે,
ભક્તિમાં શક્તિ સઘળી પ્રકાશે;
ભક્તિનાવે ચઢી ભક્ત ભવ ને તરી,
નિજ સ્વરૂપે હરિ તેજ થાશે.—ટેક.

---

૧. અંતઃકરણરૂપ વૃંદાવનમાં. આ આખા પ્રભાતિયામાં ટૂંકમાં શ્રીકૃષ્ણ અને ગોપીઓની લીલાનું આધ્યાત્મિક રહસ્ય વર્ણવ્યું છે.

કોટિ તીર્થો કીધાં પંચગવ્યો પીધાં,
મન તણો મેલ તોએ ગયો ના;
હંસ મોતી ચરે કાક વિષ્ઠા ગળે,
દૈવને દોષ દે મૂઢ નાના.—ભેદમાં૦ ૧
દર્દ અંદર થયું ઉપર ઓસડ કર્યું,
મન તણો મેલ કયમ તન ટાળે?
[1]અંધતમ કજ્જલે ના ટળે કો સમે,
દીપ પ્રગટયા વિના પ્રભ[2] ન થાએ.—ભેદમાં૦ ૨
ભ્રમ ભાંગ્યા વિના બ્રહ્મ નવ સાંપડે,
બ્રહ્મ જાણ્યા વિના ભય ન જાયે;
સંતસેવા વિના વાટ નવ એ જડે,
[3]માન મૂકયા વિના ભાન નાવે.—ભેદમાં૦ ૩
મન માર્યા વિના મુક્તિ ભેટે નહિ,
શાંતિ પામે નહિ સોડ તાણ્યે;
સત્યઅસત્યની જુક્તિ જાણ્યા વિના,
'રંગ' ભવપીડ તે કેમ જાયે? —ભેદમાં૦ ૪

૨૨

હોય દેવાંશી તે દેવને ઓળખે, ભૂત ભક્તિ કરે ભૂત કેરી:
કાગને મોતીડાં કંઠ નવ ઉતરે, નરક દેખી ચળે જીભ મેલી.—ટેક.
પતિવ્રતા હોય તે કંથને પૂજતી, વારવનિતા[4] વરે જાર દેખી;
ભકતને અન્ય ભગવાન વિણુ નવ ગમે, દૂર દોડે ડરી દંભ પેખી.—હોય૦૧
સિંહશિશુ ગર્દભીદૂધ નવ તે પીએ, છો મરે ભૂખથી [5]નિબિડ રાને;
દેવપ્યાસી મને દેહદુગ્ધા નહિ, રીઝતો નવ કદી વિષયપાને.—હોય૦૨
ચંદ્રચકોરશું પ્રીત લાગી મને, તેહની ગત જતિ તેજ જાણે;
અન્ય માત મોહમાં અંધ થઇ આથડે, કીચડે કાચબો મોજ માણે.—હોય૦૩

---

૧. ગાઢ અંધકાર. ૨. પ્રકાશ. ૩. અભિમાન. ૪. વેશ્યા. ૫. ઘોર જંગલમાં.

२१

[1]દ્વિજગણો [2]અર્ક દેખી મને રીઝતા, [3]ઉલ્લૂ ઓથે ભમે [4]તમવિહારી;
[5]સંસૃતિપૂજકો સંસૃતિમાં ભમે, ચોરને મન ગમે રાતી કાળી.—હોય૦૪
કો નમે નામને કો નમે દામને, ચામ દેખી મને કોઈ માતું!
જેહને જેહની સાથ લગની લગી, તેહનું મન તેમાંજ રાતું!—હોય૦૫
નામ ને રૂપમાં સૃષ્ટિ સારી રમે, નામી અરૂપ છે દિવ્ય 'રંગા':
પાસ છે પ્રેમીને આઘે અધર્મીને, હૃદયમાં દેવ જો દિલ ચંગા!—હોય૦૬

२३

એક અક્ષર અવિનાશ વ્યાપ્યું બધે, તેજ તું તેજ તું વેદ બોલે;
આંખ ખોલી સખે દેખ અંદર હૃદે, શ્વાસશ્વાસે પ્રભુ કોણ બોલે?—ટેક૦
શુદ્ધ તું બુદ્ધ તું મુક્ત તું પ્રાણિયા, બંધને કાં પડે આપમેળે?
[6]અજ અવિનાશ અક્ષય બધે વ્યાપિયો, જળ થળે આપથી આપ ખેલે.—એક૦૧
શરીર મન ઇંદ્રિયોથી અતિ વેગળો, પંચભૂતો થકી ના ભમાએ;
સૃષ્ટિ મુજરો કરે સૃષ્ટિકર્તા તુને, [7]કુન થકી તુજની મોત ધાએ.—એક૦૨
જન્મ ને મૃત્યુ એ કલ્પના તાહરી, પાપ પુણ્યો ડરી પાસ નાવે;
ચંદ્ર ને સૂર્ય એ ગેંદથી ખેલતો, દિવસરાતી કરી જગ નચાવે!—એક૦૩
કોટિ બ્રહ્માંડ પેદા કરી પલકમાં, પલકમાં લય કરે આત્મ માંહે:
આદિ અંતે બધે એક નિર્મળ હરિ, મધ્યમાં નાટકી સ્વપ્ન સોહે.—એક૦૪
ઊઠ જાગ્રત થઇ સ્વપ્નસુખ પરિહરી, સદ્ગુરુપદ ગ્રહી જાણ 'રંગા':
મોહનિદ્રા ત્યજી જ્ઞાનજાગૃતિ વરી, આત્મધન સંગ્રહી ભવભંગા!—એક૦૫

२४

છો સુખે નિંદતા નિંદકો હરિ મને, લાજ મારી તને દેવદેવા;
ભક્તિમાં ભ્રષ્ટતા દેખશે દુરિજનો, ઉલટ આણી કરૂં તુજ સેવા.—ટેક.
સ્નાન ને ધ્યાનની વાત જાણું નહિ, પાઠપૂજા વિષે મતિ ન ચાલે;
વેદ ને શાસ્ત્ર ગમ દોડવું શા ગતે, સૂત્ર ખેંચે ત્યમ દેહ હાલે.—છો સુખે૦ ૧

---

૧. પક્ષીઓ. ૨. સૂર્ય. ૩. ઘુવડ. ૪. અંધારે ફરનારૂં. ૫. સંસાર.
૬. અજન્મા. ૭. આજ્ઞાથી.

હીન ને દીન પણ તાહરો શ્રીધરા, દત્ત જોગીશ્વરા દાસ કહાઉં;
શ્વાન શ્રીમંતનું માન પામે ઘણું, ત્વદ્યશોગાનથી ધન્ય થાઉં.–છો સુખે૦ ૨
ત્રિશૂલ કરમાં ગ્રહી ત્રિગુણુ મમ સંહરી, ' હું અને માહરૂં ' નાખ છેદી,
જ્ઞાનજલ ઘુંટડો પાઈ કરતુંબીથી, ચક્રથી ચક્ર ભવ નાખ ભેદી.–છો સુખે૦ ૩
મંત્ર માળા ગ્રહી પ્રણવ ડમરુ સહી, કર્મનાં ભૂતને દે ભગાડી;
શંખહુંકારથી ભસ્મ ભીતિ કરી, પાપ ને પુણ્યને દે નસાડી.–છો સુખે૦ ૪
કંઇક પંથે પળ્યા, કંઈક તુજમાં ભળ્યા, કંઇકનાં ગાન તે દેવ ગાતા;
'રંગ' ભિખારી ભારે થયો શું પ્રભો, ક્યાં લગી અંત જોશે વિધાતા?–છો૦ ૫

૨૫

શી કરૂં અર્ચના દત્ત દયાઘના, તું વિના કાંઇ નવ આન ભાસે;
દેહમંદિર વિષે આત્મ થઇ તું વસે, બુદ્ધિવૃત્તિ વિષે તુંજ કાસે[1].—ટેક,
શૂન્યમાં શબ્દ તું વાતમાં સ્પર્શ તું, તેજમાં રૂપ તું પ્રેમઘેલા;
[2]વારિમાં રસ થઇ પૃથ્વી ગંધે ભરી, રૂપરૂપે રહી કરત લીલા.–શી કરૂં૦ ૧
કોઈ નિર્ગુણ કહે સગુણ કો મન ધરે, ગુણગુણાતીત છે રૂપ તારૂં;
દ્વૈત અદ્વૈતની વાતથી વેગળું, સમરસે રૂપ તુજ દિવ્ય ન્યારૂં !–શી કરૂં૦ ૨
મોજું ચૈતન્યનું માનવી મન અણુ, નામરૂપે કરી નૃત્ય કરતું,
કોટિ રૂપો ધરી આપથી રાચતું, અંત [3]અબ્ધિ વિષે શાંત થાતું.–શી કરૂં૦ ૩
ખેલ ખેલાડી તું ગુપ્ત રૂપે રહી, જ્ઞાનદષ્ટિ વિષે પ્રગટ થાતો;
દેખીને સંતાકૂકડી તાહરી, વિધિ હરિ હર મને હરખ થાતો !–શી કરૂં૦ ૪
કોઇ સ્રષ્ટા કહે, કોઇ ભર્તા કહે, કોઈ સંહારથી શરણ લેતું;
સૃષ્ટિ સ્રષ્ટા તણું ઐક્ય નિહાળીને, કોઇ એકેશ્વરી ગાન ગાતું ! શી કરૂં૦ ૫
બે નહીં એક ત્યાં શબ્દ કયમ નીસરે, વાણી વિરામતી આત્મદેવા;
હું અને તું તણી ગોડડી ગુમ થઇ, મૌનમાં 'રંગ' મન મિષ્ટ મેવા !!–શી૦ ૬

૨૬

આજ આનંદનું પૂર ઉરમાં વહે, છોળ બ્રહ્માંડમાં ના સમાએ;
ચિત્ત ચૈતન્યરૂપે થયું પલકમાં, ખલકનું નામ ત્યાં ના જણાએ.—ટેક.

---

૧. પ્રકાશે. ૨. જળમાં. ૩. સમદ્ર.

ચેત્ય ચૈતન્યનું નામ ના ત્યાં અણુ, ગેય ગાનારનું વ્યર્થ ગાણું;
એક અનેક રૂપે અરૂપી થયું, ઘટમઠે વ્યોમ જ્યમ ભવ્ય ન્હાનું.—આજ૦ ૧
મોજું અર્ણવ[1] મળ્યું આપ અર્ણવ થયું, નાચવું ના રહ્યું નામદરિયે;
તેડું જમનું ટળ્યું માન મનનું ગળ્યું, આપ પર પરવર્યું તેજઝડીએ.—આજ૦૨
શૂન્યમાં સહુ મળ્યું આપ અળગું રહ્યું, શૂન્યસાક્ષી લહ્યું આપ આપે;
બોલવું ના રહ્યું બોબડું સહુ કહ્યું, કો લહે શું થયું મૂળ છાપે?—આજ૦ ૩
ના થયું ના ગયું જેમનું ત્યમ રહ્યું, 'રંગ' કાંચન સમું ઘાટઘાટે;
ના લહી જાણવું આપ અંગે થવું, કાં વૃથા દોડવું સ્વપ્ન હાટે?—આજ૦ ૪

## ૨૭

નથી ગમતું, નથી ગમતું આ ઘેર; જાવું પેલે દ્વાર!—ટેક.
[2]અંધતમે આ સઘળું ભરિયું, ત્યાં તો તેજ અપાર;
ભૂખકડાકા તીખા અહીંયાં, ત્યાં મિજલસ નહિ પાર!—જાવું૦ ૧
પાણીના પણ સાંસા અહીંયાં, ત્યાં [3]અમૃતપાથાર;
દુખદરિયો ઉછાળા મારે, (ત્યાં) સુખસાગર રેલાય!—જાવું૦ ૨
રાગદ્વેષનાં જુથ ઘણેરાં, (ત્યાં) શાંતિ તણો નહિ પાર:
'રંગ'રાજ ગુરુ સેવા કીની,[4] જઈ બેઠો તે ઠામ!—જાવું૦ ૩

## ૨૮

( રામભજનકુ દિયા કમલમુખ—એ રાહ )

મુખસે હરિ હરિ બોલ, પાપીડા પ્રાણી, મુખસે હરિ હરિ બોલ.—ધ્રુવ.
ધન જોબન કછુ કામ ન આવે (૨), રામરતન તું તોલ.—પાપીડા૦ ૧
બાહિર દૃષ્ટિ બંધ કરી તું (૨), અંતર્દષ્ટિ ખોલ.—પાપીડા૦ ૨
વિષય વિષમ રસ ઢોળ જમીં પે (૨), રામ અમીરસ ઘોળ.—પાપીડા૦ ૩
'રંગ' કહે સૂણ સૂણ રતનજી (૨), એ વિણ જીવન ફોલ.—પાપીડા૦ ૪

---

૧. સમુદ્ર, ૨. ઘોર અંધકારથી. ૩. અમૃતનાં સરોવર. ૪. કીધી.

૨૯

( ધન્ય હો પ્રદક્ષિણા—એ મરાઠી રાહ )

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા;
અરજી કરૂં છું ઉરમાં ધરજો, [1]કરુણાપારાવારા. ટેક.
પાંવ પાદુકા બાજત ચટચટ દંડકમંડલુ હસ્ત;
ભીડ પડી છે દોડો વહેલા, નિજાનંદમાં મસ્ત.—દિગંબરા૦ ૧
તમ દર્શનથી અમ અઘ[2] ટળશે, ઉરમાં બાંધી આશ;
ભક્તકામકલ્પદ્રુમ સ્વામી, તોડો માયાપાશ.—દિગંબરા૦ ૨
માફ કરો અપરાધ કરોડો, પાપી હું તમ બાળ;
તમ વિણ બીજું કાંઈ ન જાણું, ભક્ત તણા પ્રતિપાળ.—દિગંબરા૦ ૩
ધ્રુવ પ્રહ્લાદ ઉગાર્યા પ્રભુજી, તારી ગણિકા નીચ;
હાથ ગ્રહી કાં છોડો વ્હાલા, 'રંગ' રાંક અઘબીચ !—દિગંબરા૦ ૪

૩૦

(જય જય) ગુરુ મહારાજ ગુરુ, જય જય પરબ્રહ્મ સદ્‌ગુરુ;
જીવનદોરી તુજને સોંપી, નિશ્ચિંત જગમાં ફરૂં.—ટેક.
કાયા વાચા મનથી તુજની, સેવા નિશદિન કરૂં;
પાપપુણ્ય અરપી તુજ ચરણે, અક્ષય શાંતિ વરૂં.—જય જય૦ ૧
તેત્રીસ ક્રોડ દેવ સહુ તુજમાં, તીરથ શીદને ફરૂં;
નામનાવમાં બેસી, દારુણ ભવસાગર આ તરૂં.—જય જય૦ ૨
ઈંદ્રિય ઈંધન[3] મન કુસુમ[4] ને, મસ્તક શ્રીફળ ધરૂં;
સ્વાર્પણયજ્ઞે અહં હોમીને, સ્વાનંદે સંચરૂં.—જય જય૦ ૩
ત્રિગુણ વટાવી ગુણાતીતમાં, નિર્ગુણ થઈને ફરૂં;
જલલહરિસમ 'રંગ' રૂપને, બાળી જીવતાં મરૂં.—જય જય૦ ૪

૩૧

( મદનરિપુ મહાદેવ ભજી લે—એ રાહ )

દત્ત દિગંબર મન સુમરી લે, પુણ્યપંથ [5]પાથેય ભરી લે.—ટેક.

---

૧. દયાના સાગર. ૨. પાપ. ૩. બળતણ; લાકડાં. ૪. ફૂલ. ૫. ભાતું.

પ્રેમગંગ નિત સ્નાન કરી લે, અનાસક્તિ સુરસાજ સજી લે.–દત્ત૦ ૧
[1]શીલવર્મ સુદૃઢ કરી લે, ક્ષમા શાંતિ [2]અસિ ઢાલ ધરી લે.–દત્ત૦ ૨
મોત સાથ રણુબાથ ભીડી લે, મુક્તિ સુંદરી શીઘ્ર વરી લે.–દત્ત૦ ૩
વનવગડાની વાટ ત્યજી લે, રાજમાર્ગપર 'રંગ' રમી લે.–દત્ત૦ ૪

## ૩૨

ઔષધિ કૌન પિલાવે? ગુરુ બિન, ઔષધિ કૌન પિલાવે?—ટેક.
ભવવ્યાધિ યહ બહોત સતાવે, સુધબુધ ભૂલાવે! —ગુરુ૦ ૧
વિષય વિષમજ્વર અતિ ઘબડાવે, તૃષ્ણાપ્યાસ બઢાવે!–ગુરુ૦ ૨
ઐસો કૌન કૃપાળુ જગમેં, [3]આવાગમન મિટાવે.—ગુરુ૦ ૩
આપ ભૂલા જગ સબ ભૂલાવે, ઐસો કામ ન આવે!–ગુરુ૦ ૪
હોવે કામિલ[4] નબ્જ[5] દિખાવું, અમૃત 'રંગ' પિલાવે!–ગુરુ૦ ૫

## ૩૩

તીરથ કહાં જાના, મેરે ભાઇ? (૨)—ટેક.
ઘટમેં ગંગા ઘટમેં જમુના, ઘટમેં સરસ્વતી માઇ;
બાહિર સબ જગ પથ્થર પાણી, ભટક ભટક ઘર આઇ.–તીરથ૦ ૧
દિન દિન ભટકા રાત જગાયા, તબહિ ન મીલા સાંઇ;[6]
નેક કમાઇ કર લે ભાઇ, ઇસમેં સબ કુછ આઈ. —તીરથ૦ ૨
મનમેં મક્કા મનમેં કાશી, મનમેં, 'સાલેમ[7] ભાઇ;
આતમગંગા [8]મલમલ ન્હાઇ, જનમમરણ મિટ જાઇ.–તીરથ૦ ૩
મનમાલા દિનરૈન ચલાઇ, સોહં સોહં એહિ;
અંતસમે બિન હરજી ભાઇ, કોઇ કામ ન આઇ. —તીરથ૦ ૪
'રંગ' રંગકે કપડે પહેને, દાઢી મુંછ મુંડાઇ;
જટા બઢાઇ ભભૂત લગાઇ, એ સબ જગ ઠગવાઇ. —તીરથ૦ ૫

---

૧. ચારિત્રરૂપી બખ્તર. ૨. તરવાર. ૩. જન્મમરણનો ફેરો. ૪. હોંશિયાર; અનુભવી. ૫. નાડ. ૬. પ્રભુ. ૭. જેરૂસલેમ; ખ્રિસ્તી લોકોનું મુખ્ય જાત્રાનું મથક. ૮. ચોળીચોળીને.

### ૩૪

(ભાવ ધરા રે—એ મરાઠી રાહ)

ગુરુ ઘર આવ્યા, વિઘ્નો સહુ દૂર સિધાવ્યાં.—ધ્રુવ.

બ્રહ્માહરિહર મૂર્તિ મનોહર, દંડકમંડલુશોભિત [1]વર કર;
કંથા કૌપીન [2]અક્ષમાલધર, સુરવર ધાયા. —વિઘ્નો૦ ૧
આનંદાબ્ધિ ઉર છલકાએ, દુઃખ નામ ક્યાંયે ન જણાએ;
આધિ વ્યાધિ સહુ મન ગભરાએ, સુકૃત ફાલ્યાં. —વિઘ્નો૦ ૨
વાણી [3]સુધાસમ શી મધુરી આ, જાણે કુસુમો મુખદ્રુમ[4] ખરીયાં;
ચિંતા દૈન્ય ઉપાધિ ટળીયાં, મન સુખ પામ્યા. —વિઘ્નો૦ ૩
સ્વાગતની શી કરૂં તૈયારી ? તન મન ધન સહુ તુજ પર વારી !
જ્યાં દેખું ત્યાં તુજ બલિહારી, 'રંગ' ચઢાયા ! ! —વિઘ્નો૦ ૪

### ૩૫

સુન સુન [5]તપસી ! જ્ઞાન સુનાતું, ફિર ફિર ધ્યાન લગાવ;
મન ચલે તો ચલન દે, પણ તન ન જાય લગાર—
ઐસી ભીતર [6]સુરત ચલાર.—ટેક.

ગિલ્લી દંડા ખેલ ચલાયા, ગિલ્લી ઉડે આભ;
ગિરત ગિરત ફિર દંડા મારા, ફિર ફિર ઉડે આપ.—ઐસી૦ ૧
મન મરકટ નિશદિન ભટકત હૈ, ભટક ભટક સ્થિર આપ;
ગોલી સુરત બેહોશ[7] બનાકે, તદાકાર કર થાપ. —ઐસી૦ ૨
કહાં [8]કશ્મીર કહાં ગૂજરાતા, કહાં પક્ષીકી જાત ?
ચકોર ચંદા નિત આનંદા, એહિ સુરત સાક્ષાત. —ઐસી૦ ૩

---

૧. ૧. સુંદર. ૨. રુદ્રાક્ષની માળા ધારણ કરનાર. ૩. અમૃત જેવી. ૪. વૃક્ષ. ૫. મહારાજશ્રી પ્રકાશકને પ્રેમાવેશમાં કોકવાર આ નામથી સંબોધે છે; એટલે એને ઉદ્દેશીને લખાએલાં ભજનોમાં સ્હેજે એ નામ આવી જાય છે. ૬. સજાતીય વૃત્તિનો એકધારો પ્રવાહ. ૭. મૂર્છિત. ૮. કાશ્મીરમાં એકજાતનાં કુંજ નામનાં શ્વેત પક્ષી થાય છે. તેઓ ત્યાં ઇંડાં મૂકી,

સીતામાઇ શોક છવાઇ, દૈતગઢ ગભડાય;
સુરત ચલાઇ સેના આઇ, રાવણુ માર્યો રામ. —ઐસી૦ ૪
'રંગ' રાગ સબ છોડ [1]જહાંકે, સબ જગ અલ્લાહ પેખ;
બાહિર દેખે ગદ્ધા કુત્તા, ભીતર રામ હિ રામ. —ઐસી૦ ૫

૩૬

ઠેરન દે દિન ચાર, સાંઇ, તેરે દ્વારપે.—ટેક.
ફિર ફિર મેરી તંગડી તૂટી, શ્વાસ ન ઉર સમાય!—ઠેરન૦ ૧
તુજ કારણુ મેં ભઇ બાવરી, સુધબુધ ભૂલી હાય!—ઠેરન૦ ૨
રો રો મેરી અખિયાં ફૂટી, દરસ ન પાયો, [2]લાલ!—ઠેરન૦ ૩
ફટી ચીંદડી નંગી નટિયાં, દેખનહાર ગમાર! —ઠેરન૦ ૪
દેખન દે મુખ મીઠા સાંઇ! અમૃતવેણુ પીલાવ! —ઠેરન૦ ૫
તું 'રંગે' રસી અંતર બાડ્ડી, આન ન જાઉં બહાર!—ઠેરન૦ ૬

૩૭

( કમનજાત રાણી પિંગલા—એ રાહ )

બોલ બોલ બોલ પ્રેમવેણુ એક બોલ;
ખોલ ખોલ ખોલ દ્વાર, પલક એક ખોલ!—ટેક.
દરસપ્યાસ લાગી મુને, છિપાવનાર કોણુ?
મેહ અગનઝાળ આ, બુઝાવનાર કોણુ?—બોલ૦ ૧
ભવાબ્ધિમધ્ય નાવ, પાર ઉતારનાર કોણુ?
[3]કામ ચાંચીયા લૂંટે, ભગાડનાર કોણુ?—બોલ૦ ૨
દૂર દૂર સહુ કહે, બોલાવનાર કોણુ?
તું વિના માત, અંક[4] બેસાડનાર કોણુ?—બોલ૦ ૩

---

જુવારો તૈયાર થઇ જાય છે તે અરસામાં દૂર દૂર ઠેઠ ગૂજરાત સુધી નર્મદા અને દરિયા કિનારે ચારો ચરવા આવે છે. પરંતુ તેમની સુરત ઈંડાં તરફ લાગેલી રહે છે અને કેવળ એ સુરતના બળથી એમનાં ઇડાં સેવાઇને તૈયાર થાય છે: એ વાતનું સૂચન છે. ૧. દુનિયાના. ૨. રત્ન (પરમાત્મારૂપી). ૩. કામના; વિવિધ ઇચ્છાઓ. ૪. ખોળો.

વિષયવિખ વ્યાપ્યું બધે, ઉતારનાર કોણ ?
'રંગ' પ્રેમ અમૃત આજ, પિવાડનાર કોણ ?—બોલ૦ ૪

## ૩૮

( મંગલ મંદિર ખોલો—એ રાહ )

ચૌદ બ્રહ્માંડ મેરી ઝોલીમેં !—ધ્રુ૦

અમુલખ મોતી હીરા માણેક, જડીબુટી મેરી ઝોલીમેં !
બ્રહ્મા વિષ્ણુ શિવ સનકાદિક, રિદ્ધિ સિદ્ધિ મેરી ઝોલીમેં !—ચૌદ૦ ૧
[1]ધનપતિ તાકો પાર ન પાવે, નવોં નિધિ મેરી ઝોલીમેં !
પંચ [2]કુઇકી ઝોલી હમારી, ખેંચત સાંઇ દોરીસે !—ચૌદ૦ ૨
તીન ગુણોકા તાંત બનાયા, પટ ચિતર મેરી ઝોલીમ !
'રંગ' રંગાયા સદ્ગુરુ નાથે, રંગ નિકાલ્યો ઝોલીસે !—ચૌદ૦ ૩

## ૩૯

મૈં તો દત્ત દિગંબર ધ્યાઉં—ધ્રુ૦

છન છન પલ પલ ગુરુગુન ગાઉં, આવાગમન મિટાઉં.—મૈં તો૦ ૧
લોગ ખીજે આતમ રીઝે; આતમ ખીજે કહાં જાઉં ?—મૈં તો૦ ૨
વિષય [3]વિષારી [4]અહિગણ માનું, દૂરહિ દૂર ભગાઉં.—મૈં તો૦ ૩
તપસી ! દૂજું કાંઇ ન જાણું, ભૂલ ગયો સંસારૂ ! —મૈં તો૦ ૪
'રંગ' રંગકે લોગલુગાઇ, કહાં કહાં મન ભટકાઉં ? —મૈ તો૦ ૫

## ૪૦

કહે દિવાના મુજકો, દુનિયા, કહે દિવાના મુજકો.—ટેક.
મૈં દિવાના તું દિવાના, સબ જગ દિવાના;
કો દિવાના નાહીં જગમેં ? કહે દિવાના મુજકો.—દુનિયા૦ ૧
નામદિવાના દામદિવાના, ચામદિવાના કોઉ;
ધન ધન સો જો રામદિવાના, મૈં દિવાના સોઉ.—દુનિયા૦ ૨

---

૧. કુબેર ભંડારી. ૨. ખાનાં. ૩. ઝેરી. ૪. સાપ.

[1]ખલ્કદિવાના ખલ્ક ન પાયો, જુગ જુગ ભટકાયો;
રામદિવાના રામ સમાયો, રામરંગ રૂલાયો!—દુનિયા૦ ૩
નામ ન ભાયો દામ ન ભાયો, ચામ ન ભાયો મુજકો;
રોમ રોમ અવધૂત દિગંબર, એહિ ધૂન જગાયો!—દુનિયા૦ ૪
ગુરુગમ મારગ, પોથાથોથા કોઉ કામ ન આયો;
'રંગ' કૃપા [2]મુરશીદ-દિવાના, સ્વાદ [3]અનુપમ પાયો!—દુનિયા૦ ૫

## ૪૧

(અય માતૃભૂમિ તેરે—એ રાહ)

આજે સૂણી [4]ચમનમેં, મોહન, તિહારી બંસી;
મીઠી અનેરી મોંઘી, મોહન, તિહારી બંસી!—ટેક
**कोऽहं** વદે છે કાક, **सोऽहं** કથે છે હંસ;
તું હૂં તું હૂં પુકારી, કોયલ રહી છે ધીરી!—આજે૦ ૧
ખીલ્યું ગુલાબ કેવું? શું હાસ્ય એ ન તારૂં?
એ કંટકો તું હિ તું, ખુશ્બો મહીં સખે તું!!—આજે૦ ૨
વૃક્ષો નમે અડયાં શાં, તુંકીર્તિ ગાન ગાતાં;
એ પત્તિ ફૂલ વેલી, તુંરૂપ આત્મદેવા!—આજે૦ ૩
એ કાષ્ઠજીવી તું તું, એ કાષ્ઠભેદી તું તું!
ધૂણી તપે તપસ્વી, એ રૂપ તું હિ તું તું!!—આજે૦ ૪
વારિ નિકુંજ મત્સ્યો, એ મત્સ્યજીવી[5] તું તું!
એ [6]પદ્મ ભૃંગ[7] તું તું, નાચે મયૂર તું તું!!—આજે૦ ૫
માળી ગુલો[8] તુંહિ તું, માળા ગ્રથે ધરે તું,
તંતુ મહીં સખે તું, સિંચંત ચૂંટતો તું!—આજે૦ ૬
તું રંગ સર્વ રંગ્યું, ના રંગ રાગ તુજમાં,
તું 'રંગ' રંગ રાચે, નાચે સુરંગ રંગે[9]!!—આજે૦ ૭

---

૧. દુનિયા (સાંસારિક વિષયો)ની પાછળ ગાંડો ૨. ગુરુ ૩. જેની ઉપમા નથી એવો; અવર્ણનીય. ૪. બગીચામાં. ૫. માછલાં મારી ગુજરાન ચલાવનાર; માછી. ૬. કમળ. ૭. ભમરો. ૮. ફૂલો. ૯. સંસારરૂપી રંગભૂમિમાં.

### ૪૨

ગાજે અતિશે ઘેરો, અંતરનાદ અનેરો;
સૂણે કો [1]નાથચેરો, દાસાનુદાસ તેરો.—ટેક.
કરતાલ કૈંક બાજે, પડઘમ ઢોલ ગાજે;
બિનતાર બીન બાજે, ગંધર્વરાજ લાજે.—ગાજે૦ ૧
થંભાવે સૂર્ય રથને, લહરિ અનિલ[2] ગતને;
કલ્લોલ અબ્ધિસ્વનને, તારા નિજાત્મરવને[3].—ગાજે૦ ૨
[4]હાઉ હૂહૂ શમે જ્યાં, સા રે ગ મ ગમે ના;
નાદે કો ચિત ઠરે ના, શ્રોતવ્ય[5] શેષ રે' ના.—ગાજે૦ ૩
દિવાનું મન આ નાચે, શૂન્યે સમાઈ રાચે;
પારે જે 'રંગ' પ્રકાશે, મન વાક્[6] બેઉ નાસે !—ગાજે૦ ૪

### ૪૩

ક્યા ખોજે અજ્ઞાના ? અવધૂ ! ક્યા ખોજે અજ્ઞાના ? ટેક.
ઘોર અંધેરા ખોજનહારા દીપકજ્યોત જલાયા;
ખોજ ખોજ જુગ ચારિ ગંવાયા, મૂલ ન કોઉ પાયા !–અવધૂ૦ ૧
બાંધી હૈ જબ ગઠરી ગહરી, છૂટી [7]લીરાં ચારાં;
મોલી[8] બોજ ઘણેરા સિરપે, છૂટી લકડી ચારાં.—અવધૂ૦ ૨
સસાસીંગકા નાવ બનાયા, મૃગતૃષ્ણાપૂર બહાયા;
વંધ્યાસુત વેપાર ચલાયા, ગગનકુસુમ ફૂલ પાયા.—અવધૂ૦ ૩
જૂઠી માયા જૂઠી કાયા, જૂઠા સબ સંસારા;
એક નિરંજન સોઈ દુખભંજન, સબમેં ખેલનહારા !—અવધૂ૦ ૪
ઝંદાવેસ્તા[9] કુરાન દેખા, ઢૂંઢા વેદ પુરાણા;
કરાર[10] કલમા કામ ન આયા, ખાલી મગજ ખવાયા !—અવધૂ૦ ૫
'રંગ' કૃપા ગુરુ ગોતા[11] માર્યા, અમુલખ મોતી પાયા;
અંદર બાહિર ચમક દિખાયા, ભાન આપ ભૂલાયા !—અવધૂ૦ ૬

---

૧. સમર્થ ગુરુનો ચેલો. ૨. પવન. ૩. અવાજ. ૪. સામ ને ગંધર્વગાન. ૫. સાંભળવા યોગ્ય. ૬. વાણી. ૭. ચીથરાં. ૮. ભારી. ૯. પારસીઓનો મુખ્ય ધર્મગ્રંથ. ૧૦. બાયબલ. ૧૧. ડૂબકી.

## ૪૪

(તું તો રામ સુમર—એ રાહ)

મન છોડ દે કપટ, હરિપદ ભજ રે. ટેક.

કલિમલતારક ભવભયહારક, શ્વાસ શ્વાસ મન એહિ રટ રે!–મન૦ ૧
એબ પરાઈ કયોં દેખત હૈ? મૈલ ભર્યો નિજ ચિત્ત હરો રે.–મન૦ ૨
ઉપર તો બક હંસ બન્યો હૈ; ભીતર કામ હરામ ભર્યો રે!–મન૦ ૩
દો દિન કરલે ચમન દિવાલી; આખર હોલી 'રંગ' જલે રે!!–મન૦ ૪

## ૪૫

(ક્યાંથી આ સંભળાય—એ રાહ)

શૂન્યશિખર[1] પર ચઢી, નિહાળ્યો વીજળીનો ચમકાર!

સખી, મેં વીજળીનો ચમકાર!! ટેક.

[2]ચપળા ના એ વાદળ સાં ના, નૂર જ અપરંપાર!–સખી૦ ૧
ચંદા સૂરજ આતશ નાહીં, દીપક કોણુ જ બાપ?–સખી૦ ૨
કાળો ધોળો રાતો નાહીં, એક અમાપ જ ભાસ[3]!–સખી૦ ૩
મનકું મોહ્યું ચિતકું ચોર્યું, દિલ આનંદ અપાર!–સખી૦ ૪
'રંગ' કૃપા ગુરુ રંગ[4] નિહાળ્યો, નિંદ ગંવાઈ રાત!!–સખી૦ ૫

## ૪૬

(જમકા અજબ તડાકા એ—એ રાહ)

ગીતા અજબ પઢાયા રે, મુજકો ત્યાગી બનાયા રે! ટેક.

ગુરૂપસત્તિ[5] કફની પહેની, શ્રવણ અંગ ભભૂત;
મનન મોક્ષમહામંત્ર સિખાયો, નિદિધ્યાસ શિરમુંડ!—ગીતા૦ ૧
કર્મયોગકા દિયા કટોરા, ભક્તિયોગકી ભીખ;
જ્ઞાનયોગ કર દંડ ગહાયા,[6] વાહ ગુરુકી શીખ!—ગીતા૦ ૨

---

૧. મસ્તકમાં રહેલું સહસ્રદળ કમળ; બ્રહ્મરંધ્ર. શરીરનાં નવ દ્વારની અપેક્ષાએ એને દશમું દ્વાર પણ કહે છે, કેમકે એમાંથી પ્રાણોત્ક્રમણ કરી યોગી બ્રહ્મલોકને પામે છે. ૨. લૌકિક ક્ષણભંગુર વીજળી. ૩. પ્રકાશ. ૪. પરમાત્માનું દિવ્ય સ્વરૂપ. ૫. મોક્ષેચ્છાથી સદ્‌ગુરુને શરણ જવું તે. ૬. ગ્રહણ કરાવ્યો.

મન નિર્મળ આસન બેઠાયા, [1]યમ નિયમોંકી દીખ;[2]
હ્રદયકુંડમેં અગન જલાયા, કામ ક્રોધ બલિ દીધ !—ગીતા૦ ૩
'રંગ' અર્જુના મોહ મિટાયા, સારથિ સુંદર શ્યામ;
રથ હાંક રણ જુદ્ધ કરાયા, અંત દિલાયો રાજ !—ગીતા૦ ૪

૪૭

(માયામાં મનડું મોહ્યું રે–એ રાહ)

ડાચું શું દર્પણ દેખે રે. મૂરખ પ્રાણી ?
જાશે એક દિન જમ ફાંસી રે, મૂરખ પ્રાણી !–ટેક.

ગોરૂં ગુલાબી તારૂં, મુખડું હા ચાંદ જેવું;
ક્ષણમાં કરમાઈ જાશે રે ! —મૂરખ૦ ૧
મખમલ ગાલીચા ઢોળી, ચંદનની ખાટ મેલી;
જંગલમાં વસતી થાશે રે ! —મૂરખ૦ ૨
કાયા આ કોમળ તારી, ચાંદનીમાંયે કરમાતી;
[3]ચિતાનળ ભડભડ બળશે રે ! —મૂરખ૦ ૩
અંદર દુર્ગંધી મેલી, બાહિર ફુલેલ સુગંધી;
પવિતર શું એ દંભી રે ? —મૂરખ૦ ૪
મૂકી સહુ માન અંધા, પાયે પડ સદ્‌ગુરુ 'રંગા;'
[4]પનોતી પૂરી થાશે રે ! —મૂરખ૦ ૫

૪૮

દુનિયા આ મનનું મટકું રે, પામર પ્રાણી !
નિદ્રાનું મોહક સ્વપ્નું રે, પામર પ્રાણી ! ટેક.

[5]મે મે કરતો હા ચાલ્યો; મૂરખ મેંઢો બે કેવો !
તારે પણ એક દિન જાવું રે, —પામર૦ ૧

---

૧. યમ–અહિંસા, સત્ય, અસ્તેય (અચૌર્ય), બ્રહ્મચર્ય ને અપરિગ્રહ (દેહ-રક્ષાને માટે જોઈએ તે કરતાં વધારે ભોગસાધનોનો અસ્વીકાર). નિયમ–શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય (નિત્યપાઠ), ને ઈશ્વરપ્રણિધાન (ઈશ્વરભક્તિ). ૨. દીક્ષા. ૩. ચિતાનો અગ્નિ. ૪. જન્મમરણની પનોતી. ૫. મારૂં મારૂં; બકરાનું બોલવું.

આવ્યો તું ક્યાંથી જીવડા ? જાવું કે પંથ તિહારે ?
ભૂલ્યો હા અધવચ વાટે રે ! —પામર૦ ૨
મૃગજળ દેખી હરખાયો, દોડીને મૃગ પસ્તાયો;
પાણીનું બુંદ ન પાયો રે ! —પામર૦ ૩
એકે [1]કરી ભૃંગ[2] હણાયો, મૃગ [3]મીન પતંગ ઝલાયો;
પાંચે સુખસમણું ચાનું રે ! —પામર૦ ૪
આકાશકુસુમની માળા, પહેરી વંધ્યાસુત વે'વા;
મ્હાલ્યો જઈ મનને ઘોડે રે ! —પામર૦ ૫
સંધ્યાના રંગ જેવા, સુખદુખ સંસારી લેવાં;
ભાવે ભજ હરિહર 'રંગા' રે ! —પામર૦ ૬

## ૪૯

( ક્યાંથી આ સંભળાય—એ રાહ )

જે જાયું તે જાય, જગતમાં, જે જાયું તે જાય;
ફૂલ્યું તે કરમાય, જગતમાં, જે જાયું તે જાય.—ટેક.
ઉદય થયો રવિ પ્રાતઃકાળે, જનમન સહુ હરખાય;
અસ્ત થતાં નભ માંહી નિશાએ,[4]તિમિર ઘોર છવાય !—જગતમાં૦ ૧
ચૌદ ચોકડી રાજ દશાનન,[5] સુરવર સેવા માંય;
કાળ કોપતાં રીંછ માંકડાં, હાય હાય રગડાય !—જગતમાં૦ ૨
હિરણ્યકશિપુ શિવવરદાને, અમર કરે નિજ કાય;
સ્તંભ ફાટતાં થરથર કંપે, ધૂળ ચાટતો થાય !—જગતમાં૦ ૩
વર્ષાકાળે વારિ ઉછાળે, નહેર નદી ઉભરાય;
જોતજોતામાં વારિપૂર એ, કો જાણે ક્યાં જાય !—જગતમાં૦ ૪
કુસુમાકર[6] ખીલ્યો સુમ[7] શોભે, દિવ્ય સુર સંભળાય;

૧. હાથી. ૨. ભમરો. ૩. માછલું. ૪. અંધારૂં. ૫. રાવણ. ૬. વસન્તઋતુ.
૭. ફૂલ.

એક દિન જૂનાં ઠૂંઠાં દેખી, અંતર અતિ ગભરાય !—જગતમાં૦ ૫
ધનજોબનઅભિમાન નકામો, કાળ સર્વને ખાય;
રાય રંક સુર નર મુનિ કિન્નર, કોથી નવ છટકાય !—જગતમાં૦ ૬
'રંગ' જ્ઞાન વિણ મોત ટળે ના, નિર્ભય કેમ થવાય ?
[1]મોહ મૃત્યુ એ સૂત્ર સનાતન, [2]અનુભવથીજ તરાય !—જગતમાં૦ ૭

## ૫૦

( જંગલ વસાવ્યું રે જોગીએ—એ રાહ )

ફટ રે ભૂંડા આ શું કર્યું ? ઓળખ્યા નહિ અવિનાશીજી;
નાશીને વળગી દુઃખી થયો, દોડે મથુરાંને કાશીજી. ફટ૦ ૧
સકળ તીરથ તારા તન વિષે, ગંગા જમુના સરસ્વતીજી;
સાતે પુરી મોક્ષદાયિની, જાણો ગુરુગમથી વાતજી. ફટ૦ ૨
વામ ઈડા ગંગા જાણવી, [3]દક્ષ પિંગલા કાલિંદીજી;[4]
[5]મેરુદંડમાં સુષુમ્ણા વહે, શાસ્ત્ર ગંડકી પ્રમાણજી. ફટ૦ ૩
વામ કર્ણે ગાંધારી વસે, વદે કાવેરી સંતજી;
દક્ષ હસ્તિની સિંધુ વહે; જાણો જોગ વિવેકજી. ફટ૦ ૪
જીભ મહીં મા સરસ્વતી, વામ નેત્રે તે સુષાજી;
તામ્રપર્ણી એ જાણવી, જાણી કરવું સ્નાનજી. ફટ૦ ૫
અલંબુષા ગોમતી સતી, વસે દક્ષિણ નેત્રજી;
કુહુ ગુદા વિષે નર્મદા, પતિતપાવન ક્ષેત્રજી. ફટ૦ ૬
લિંગ મહીં બે નદીવસે, શંખિની વીર્યસ્રવનજી:
મૂત્રવાહિની વારુણી, તાપી તાપદહનજી. ફટ૦ ૭
પયસ્વિની સર્વ શરીરમાં, શીલ ઊર્મિ સોહાયજી;
તટ દયા દીપે દમ થકી, ન્હાયે મુક્ત થવાયજી. ફટ૦ ૮
સંયમસ્નાન સોહામણું, કાપે કોટિજન્મપાપજી;
જન્માતીત લક્ષ્ય એ લહે, માપે આતમ અમાપજી. ફટ૦ ૯

---

૧. આત્મસ્વરૂપનું વિસ્મરણ. ૨. આત્માનુભવ. ૩. જમણી. ૪. જમના. ૫. બરડાની કરોડ.

સ્નાનથી મેલ શરીરનો, મનનો ધ્યાનથી જાયજી;
ઉભય મેલ નાશ પામતાં, મુક્તિ કરતલ આપજી. ફ૨૦ ૧૦
જોગસ્નાનની વાત એ, જાણે વિરલા સંતજી;
[1]કેવળ કુંભક એને વદે, તુરીય[2] પવન વિગતજી. ફ૨૦ ૧૧
ન્હાયા તે તો નર પરવર્યા,[3] બીજાં દેડકાં ન્હાયજી;
કોટિ કલ્પ વીતી ગયા, તોય ન મટી હાયજી!! ફ૨૦ ૧૨
વિરલો સદ્‌ગુરુબાલકો,[4] પૂરણ પુણ્ય પ્રતાપજી;
ન્હાય આત્મનદી સાગરે, થાય તદ્રૂપ 'રંગ'જી. ફ૨૦ ૧૩

## ૫૧

( કમજાત રાણી પિંગલા—એ રાહ )

શું થયું જે રૂપ તારૂં જીવ ગયું ફરી?
શેઠ થઇને દાસ કેમ થાય ફરી ફરી? —ટેક.
સ્વતંત્ર રાજ વન તણો તું, કેસરી[5] સહી;
મેષ ગોડ[6] મે મે કરત કાં મરે અહીં? શું થયું૦ ૧
અક્ષયસુખનિધાન[7] તું, રાજરાજવી!
ભીખ માગતો ફરે કાં નિત નવી નવી? શું થયું૦ ૨
કાળનોએ કાળ તું વિશાળ શ્રીપતિ;
ભાળ પાછું વ્હાલ આણી સ્વાંત ધીપતિ[8]! શું થયું૦ ૩
મોહસુરાપાનથી તું ભાન ગયો ભૂલી;
વિપ્રવંશી હાથથી બન્યો જઈ [9]કુલી! શું થયું૦ ૪
કોડી માટ કોડ તેં કર્યા જતા કપિ;
રામ મૂકી દામમાળ [10]કોડથી જપી! શું થયું૦ ૫
મૂળ તરફ આવ 'રંગ' ઘૂમવું મૂકી;
માન મૂરખ વેદવચન, જાણુ ગુરુ થકી! શું થયું૦ ૬

---

૧. રેચકપૂરકથી રહિત કુંભક. ૨. (પૂરક, કુંભક ને રેચક, એ ત્રણની અપેક્ષાએ) ચોથો. ૩. સ્નાનથી કાયમના પરવાર્યા; જન્મમરણથી મુક્ત થયા. ૪. ગુરુનિષ્ઠ સાધક. ૫. સિંહ. ૬. પેઠે; જેમ. ૭. ભંડાર. ૮. બુદ્ધિના નિયન્તા. ૯. કાળી; હીન. ૧૦. હોંસથી.

૫૨

કહાં જાના નિરબાના, સાધો, કહાં જાના નિરબાના ! ટેક.

આના જાના દેહધરમ હૈ, તું દેહી જુગજૂના;
ક્યા મતલબ દુનિયાસે પ્યારે ? મરઘટ અલખ જગાના. સાધો૦ ૧
રાત દિવસ સબ તેરી કરામત, તું ચંદા સુર સ્યાના;
ફૂંક મારકે સૃષ્ટિ ઉડાવત, પેદા કરત પુરાના. સાધો૦ ૨
ચૌદ માળકા મહાલ પિયારે, છનમેં મિટ્ટી મિલાના;
ભસ્મ લગાકે બંભોલાસે, પુનિ પુનિ નૈન મિલાના. સાધો૦ ૩
અહં ખોપડી તોડી ખપ્પર કાલા હાથ ગહાના;
શૂન્ય શહરમેં ભીખ માગકર, નિજાનંદરસ પાના. સાધો૦ ૪
પર્વત સંત્રી દેખો પ્યારે, નદીયન નાચ સુહાના[1];
તરુવરમુજરા મોજ દેખકે, સોહં ડમરુ બજાના. સાધો૦ ૫
સુરત પ્રિયાસે 'રંગ' જમાના, ભેદ ભરમ મિટાના;
[2]ખુદી ખોદ કે દેહ દફાના, જીવન્મુક્ત કહાના. સાધો૦ ૬

૫૩

મૈં દિવાની દિવાની, [3]હક ઘરકી પ્યાસી;
ભટક ભટક જબ સબ જગ થાકી, આ બૈઠી કાસી[4] ! ટેક.
પંચ કિસ્મકી મિટ્ટી મિલાઇ, કુટી બની અદ્ભુત;
[5]પંચ મહેલમેં ફિર ફિર થાકી, ઊઠી ભઈ જાગ્રત ! મૈં દિવાની૦ ૧
કફની પહેની [6]ઇશ્કિ હકીકી, અંગ બિરાગ[7] ભભૂત;
સોહં બીણા કાંધે પકરી, બની બડી અબધૂત ? મૈં દિવાની૦ ૨
જ્ઞાનગંગામેં મલ મલ ન્હાઇ, અહં બહાયા મૈલ[8];
કાયા કંચન સોહન લાગી, અલખ દિખાયો ખેલ ! મૈં દિવાની૦ ૩
કામક્રોધકી ધૂની ધિખાઇ, શીત ભગા અજ્ઞાન;
[9]લક્કડગ્રંથી ખાખ જલાઇ, ભઇ રોશની રાન ! મૈં દિવાની૦ ૪
આતમકાસી [10]કાસન લાગી, વિશ્વનાથ સબ ઠૌર;
મૈં બૈરાગન 'રંગ'[11]દિવાની, પતા નહિ મુજ ઓર. મૈં દિવાની૦ ૫

---

૧. સુંદર. ૨. અહંકાર. ૩. પરમાત્મા. ૪. કાશી (આત્મસ્વરૂપરૂપ). ૫. પાંચ કોષ. ૬. ઈશ્વરી પ્રેમ (divine love). ૭. વૈરાગ્ય. ૮. મેલ. ૯. ચિદચિદ્ગ્રંથી. ૧૦. પ્રકાશવા લાગી. ૧૧. પરમાત્માનું દિવ્ય સ્વરૂપ.

## ૫૪

(અનુષ્ટુપ્)

હા અને ના તણી વચ્ચે, હૈયું આ ઝૂલતું હતું;
ઝૂલતાં ઝૂલતાં આજે, દિવ્ય પંથ મળ્યો ખરો ! ૧
સજાયાની તીક્ષ્ણ ધારે, ચઢવું એ કવિઓ કહે;
ભીષ્મની બાણશય્યાએ, મૃદુ એથી હશે નકી ! ૨
મરીને જીવવું એ છે, જીવતાં મૃત્યુ લાધવું;
જાગતાં ઊંઘવું એ તો, ઊંઘતાં જાગૃતિ તિહાં ! ૩
પડીને ચઢવું એ તો, ચઢંતાં પડતી તિહાં;
રડીને હસવું એ તો, હસંતાં આંસુઓ ઝરે ! ૪
મૂકનું બોલવું એ તો, બધિરો સાંભળે મુદા[1];
પાંગળા નાચતા હરખે, આંધળા દેખતા મઝા ! ૫
બાપજી મ્હેર તો કીધી, રાંકડો 'રંગ' આ તર્યો;
તર્યો ડૂબ્યો મર્યો જીવ્યો, મૃત્યુનો સ્વાદ તો લહ્યો !! ૬

## ૫૫

( ગઝલની રાહમાં ગવાશે )

લખવું અને બકવું નકામું, હા ! વધ્યું અવળું બધે !
લખવા અને બકવા થકી, પ્રભુ ના મળે પ્રભુ ના મળે !!–ટેક
વાણી તણો ના વિષય એ, હા ! શેષ કુંઠિત જ્યાં થયો;
વેદો પુકારે માન મૂકી, નેતિ નેતિ સર્વથા ! —લખવું૦ ૧
અનન્તને એ [2]સાન્ત વાણી, રીત શી વર્ણી શકે ?
માબાપની શાદી ખુશાલી, બાળ શું જાણી શકે ?—લખવું૦ ૨
હે પંડિતો ! સાચું કહો, શું મેળવ્યું પાંડિત્યથી ?
જૂઠું વદો તો આણ છે, શ્રીરામની રહેમાનની !–લખવું૦ ૩
[3]પંડા વડે પંડિત વદે, ના ચીજ પંડા શી લહી !
ઠંડા દિલે મિશ્રી[4] બધી, વેચી, ન ચાખી, હા જરી !!–લખવું૦ ૪
જ્ઞાની ખપ્યો પોથાં પઢી, ખોલો[5] વહી ચંદન મૂવો !
માંહે ખજાનો જે ભર્યો, હા ! અન્યને તે [6]સાંપડયો !!–લખવું૦ ૫

---

૧. આનંદથી. ૨. અંતવાળી. ૩. જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન. ૪. ખાંડ. ૫. ગધેડો. ૬. જડયો.

પોથાં તણે ના વિષય એ, ના તર્કની ત્યાં તો ગતિ;
[1]આગમ–અગોચર પંથ એ, ગુરુગમ બધી ચાવી રહી !–લખવું૦ ૬
[2]લઘુ અને સિદ્ધાન્તથી, જો અન્ત[3] હાંસલ ના થયો;
બાળી મૂકો સિદ્ધાન્તને, એ પાણિની પડતો મૂકો !–લખવું૦ ૭
સુણી સુણાવી [4]રામગાથા, ગર્થ કોટિ સંઘર્યો;
એ અયન[5] જો ના રામનું, પામ્યો વૃથા બોજો વળ્યો !–લખવું૦ ૮
પર્વો અઢારેનાં કીધાં, પારાયણો તેં ભારતી;[6]
જો [7]ભા વિષે રત ના થયો, તો જન્મ એળે રે ગયો!–લખવું૦ ૯
વેદો પઢી વ્હેદાનીઅત[8], જો ના કીધી હાંસલ બધે;
વાણી થકાવી હા વૃથા ! આયુરસી ટૂંકી કીધી !!–લખવું૦ ૧૦
ગીતા ઉકલી ના સમી, ત્યાગી થયો જો ના જરી !
કૂદી કૂદી મૂવા કપિ,[9] મોતી મળ્યાં ના [10]જળનિધિ !!–લખવું૦ ૧૧
ઉપનિષદ્ સારાં ઓચર્યો, પાસે ન બેઠો રામની !
જળ જળ કહી પ્યાસે મર્યો; પાણી ન પીધું કાં જરી?–લખવું૦ ૧૨
'રંગ' પોથાં પુસ્તકો ફેંકી બધાં દરિયાવમાં;
મૂગો થઈ ડૂબી રહે, [11]સમુંદરે એ શાહના ! –લખવું૦ ૧૩

## ૫૬

એક અલખ નિરંજન સબ જગ, ભૂચર ખેચર એક હિ બાસા,
બમ્મન ખતરી શૂદર ભંગી, મ્લેચ્છ [12]અનારજ એક હિ શ્વાસા;
પશુ પંછી અરુ કીટ પતંગા, જળથળ સબ જગ એક હિ દેવા,
સ્વર્ગભુવન અરુ સપ્ત પતાલા, ગિરિ કંદર જંગલ નદી નાલા. ૧
રામ કહે રહેમાન કહે કોઇ, [13]અહુર્મઝદ કોઇ બુદ્ધ બખાના,

૧. શાસ્ત્રથી ન જાણી શકાય એવો. ૨. લઘુકૌમુદી. ૩. ધ્યેય; મોક્ષ. ૪. રામાયણ. ૫. સ્થાન; અહીંયાં, સ્વરૂપ. ૬. મહાભારતનાં. ૭. તેજ (આત્મ-તેજ). ૮. જીવબ્રહ્મની એકતા. ૯. વાંદરાં. ૧૦. સમુદ્ર. ૧૧. પરમાત્માનું સર્વવ્યાપી સ્વરૂપ. ૧૨. અનાર્ય. ૧૩. પારસીઓ પોતાના ઈષ્ટદેવને એ નામે ઓળખે છે.

કૃષ્ણ કહે ક્રાઇસ્ટ કહે કોઉ, જીન કહે કો પારસનાથા;
મહાદેવ કોઉ ગણપતિ દેવા, શક્તિ કાલિકા કો કર સેવા,
વસ્તુ એક ભિન નામ અનન્તા, રૂપ મૃત્તિકા ઘટઘટ પેખા. ૨
ઘટઘટ રમતા રામ રમૈયા, રહેમ કરે રહેમાન કહૈયા,
અંતર્દુઃખ અઉર્મઝૂદ મિટાવે, કર્ષત દુખડા કૃષ્ણ કનૈયા;
જીત-ઇંદ્રિય સો જીન કહેલાના, પ્રેમ પિલાવે પારસનાથા,
ઇશુ ઇશ્ક[1] અંતર પૂર બહાવે, કર્મ મિટાવે ક્રાઇસ્ટ દાતા. ૩
બુદ્ધિપ્રકાશ બુદ્ધ કહાવે, મહાદેવ સબ દેવનરાના,
કાલનિયામક કાલિ કહાવત, જનગણદેવા ગણપતિ માના;
વ્યાપક બ્રહ્મ મિટાવત ભ્રમકો, [2]શિવ કરે શંકર કહેલાના,
સક્કર મિશ્રી [3]ખંડ કહો કોઇ, સ્વાદ અનેરા એક બખાના. ૪
ગહના[4]ઘાટ અનેક દિખાવે, અંદર કંચન એક હિ જાના,
ઇસવિધ આતમ સબ જગ વ્યાપ્યો, સબ કોઇ કહે અપને મન ભાના;
[5]પેડ અનેક ભીતર રસ એકા, [6]સાહેબ એક હિ રૂપ અનેકા,
નામરૂપ સબ છોડ નિકમ્મા, અંદર પેખત 'રંગ' રમૈયા ! ૫

૫૭

તપસી, છોડ દિયા સંસાર ! ટેક.

જૈસી [7]સૂકર વિષ્ઠા ભાઈ,
તૈસો ભવસુખ મુજ મન આઇ,
દત્તદિગંબર મન લુભાઇ ! -તપસી૦ ૧

લોકલાજ સબ છોડ પરાઇ,
તાર મંજીરા ખૂબ બજાઇ,
નંગી હોકર જગ ફિર આઈ !-તપસી૦ ૨

સગા સહોદર મન ન ભાઇ,
સાધુકી સંગત ચિત્ત ચુરાઇ,
ખાનપાન મન સબ બિસરાઈ !-તપસી૦ ૩

---

૧. સર્વાત્મભાવ; પ્રેમ. ૨. કલ્યાણ. ૩. ખાંડ. ૪. ઘરેણાં. ૫. ઝાડ. ૬. પરમાત્મા. ૭. સૂવર.

ધન દોલત સબ મિટ્ટી મનાઇ,
    હાડચામ મેં કછુ ન ભાઇ,
        નામ નિકમ્મા મોહ ત્યજાઇ !—તપસી૦ ૪

[1]સુરતગુરતકી ગોલી ચલાઇ,
    [2]બંકનાલ ગઢ અગમ જીતાઇ,
        અલખ નિરંજન તંબુ તણાઇ !—તપસી૦ ૫

મનમક્કાકી હજ કરાઇ,
    સંતબચન ઝમઝમ[3] પિલાઇ,
        [4]પિયા–ગલ–કાબા ખૂબ ચૂમાઇ–તપસી૦ ૬

પશુ પંછી સબ એક સમાઇ,
    નર નારી કછુ ભેદ ન પાઇ,
        એક અલખ સબ નજરેં આઇ ! —તપસી૦ ૭

'રંગ' દિવાના ફિર ફિર ગાઇ,
    સોહં સોહં બેણુ બજાઇ,
        વૃત્તિ–ગોપીકા વ્રજ નચવાઇ ! તપસી૦ ૮

---

૧. વિજાતીય (દેહાદિવિષયક) વૃત્તિઓના તિરસ્કારપૂર્વક સજાતીય (જીવબ્રહ્મૈકયતાવિષયક) વૃત્તિઓનો અખંડ એકધાર પ્રવાહ.

૨. વાંકી નેળ; ત્રિકુટીની ઉપરનો સુષુમ્ણાનો વક્ર (વિષમ) માર્ગ, જ્યાંથી સુરતી ઉપર બ્રહ્મરંધ્ર તરફ ચઢે છે. ૩. કાશીની જ્ઞાનવાપીની માફક મુસલમાનોમાં પવિત્ર મનાતો મક્કાનો એક કૂવો; જેના જળનું આચમન કરવાથી યાત્રિકો પોતાને પાવન થએલા માને છે. ૫. પ્રાણપતિ પરમેશ્વરના ગાલરૂપી કાબા (મક્કાની મસ્જીદનો એક પત્થર, જેનું યાત્રિકો પવિત્ર પ્રેમભાવથી ચુંબન કરે છે અને જે યાત્રિકોનાં પાપ હરણ કરી કરીને અત્યારે કાળો થએલો છે). અહીંયાં, નિસર્ગમાં પ્રતિબિંબિત થએલા પરમાત્માના સૌંદર્યને ગાલની ઉપમા આપી છે અને તેજ જ્ઞાનીઓનો કાબા છે; અને સર્વત્ર એ સૌંદર્યનો સાક્ષાત્કાર કરવો, એજ એ કાબાનું ચુંબન છે.

૫૮

હમારા, અસ્થાન મરઘટઘાટ ! —ટેક૦

મડાં જલે જહાં દિનરૈનાં સબ,
પ્રેમઅગનમસ્તાન ! —હમારા૦ ૧

[1]ખુદીપતિકા પ્રેત જલાકર,
[2]દુઇ સતી ભઇ નાર ! —હમારા૦ ૨

દુખ દુખ્યા સબ રોને લાગે,
માતપિતા અવસાન[3] ! —હમારા૦ ૩

પંચભૂતકા નાચ તમાસા,
પચીસ દેખનહાર ! —હમારા૦ ૪

[4]વાસનકૂત્તર ભસન લગે તબ,
ભાગે શ્યાળ[5]તમ[6] સાથ ! —હમારા૦ ૫

રંગરંગકા ધૂમ ધડાકા,
દેખત 'રંગ' નિવાત[7] ! —હમારા૦ ૬

૫૯

( રામનામ તું ભજ લે પ્યારે—એ રાહ )

વાહ ફકીરી ! કૌન અમીરી ? દાસી તેરે ચરણોમેં:
રાજા રંક ઝમીનદાર સબ, આકર તેરી નઝરૂમેં !—ટેક૦

કોઇ દિન ખાવે માલમલીદા, કોઇ દિન ફક્કમ્ ફક્કા હૈ;
કોઇ દિન ચાવલ ચના ચબીના, કોઇ દિન અક્ક ધતૂરા હૈ !—વાહ૦ ૧

કદિ તો પહેને જરિયન જામા, કોઈ દિન સિર્ફ લંગોટી હૈ;
કોઇ દિન ચોળે રાખ ભભૂતિ, કોઈ દિન કાયા નંગી હૈ !—વાહ૦ ૨

કોઇ દિન બૈઠે મહેલ ઝરૂખા, કોઇ દિન મરઘટ[8] સોતે હૈ.
કોઈ દિન શહર વગીચા વાડી, કોઇ દિન જંગલ ઝાડી હૈ !—વાહ૦ ૩

---

૧. અહંકારરૂપી પતિ. ૨. દ્વૈત. ૩. મોત. ૪. વિષયવાસનાઓરૂપી કૂતરાં. ૫. અનાત્માકાર વૃત્તિઓરૂપી શિયાળ. ૬. અજ્ઞાનરૂપી અંધકાર. ૭. નિર્ભયતાથી; નિર્વિકારપણે. ૮. સ્મશાન.

કોઇ દિન ઘોડા મોટર ગાડી, કોઇ દિન પેદલ સ્વારી હૈ;
કોઇ દિન પાંવ દબાવત દાસી, કોઇ દિન સોજા ભારી હૈ !—વાહ૦ ૪
કોઇ દિન ઉડતા અબીલ ગુલાલા, અતર ફુલેલ સુગંધી હૈ;
કોઇ દિન ધૂમા ચૂળ ધડાકા, સિર પર જૂવાં ખેલત હૈ !—વાહ૦ ૫
કોઇ દિન પંડત મંડત[1] સારે, કોઈ દિન દુરિજન દંડત હૈ;
કોઇ દિન ગાવત નાચત નંગે, કોઇ દિન દુખ દરિયાવ ડૂબે !—વાહ૦ ૬
કોઇ દિન શાસ્તર સુખસંવાદા, કોઇ દિન મૂરખ મૂક રહૈં;
બાહિર 'રંગ'[2] અનેક ધરે કિન[3], અંદર દેખત એકહિ હૈ !—વાહ૦ ૭

૬૦

( સબસે ઉંચી પ્રેમસગાઇ—એ રાહ )

સતસે નાહીં ચીજ પરાઈ;
જહાં દેખો વહાં આપુ સમાઈ, રૂપ અરૂપ દિખાઇ.—ટેક
એક નૂર વિધુ[4] સુર[5] પ્રકાસ્યો, મૃગજલ કિરણુ એહિ;
સપ્તરંગ ધનુ આપુ દિખાયો, અંત આપુ સમાઇ. ——સતસે૦ ૧
એક બુંદ નખ શિખ તન વ્યાપ્યો, હડ્ડી ચામ સબ એહિ;
પત્તિ ફૂલ ફલ શાખન માંહી, એક [6]પેડરસ માઇ. —સતસે૦ ૨
જલતરંગ અરુ ફેન બુદબુદા,[7] બરફન શીકર[8] સોઇ;
એક મૃત્તિકા ઘાટ ઘડાયો, ઘટકટોરી કહાઇ. —સતસે૦ ૩
એક તંતુ પટ સબ બિખરાયો, વિધવિધ રૂપ દિખાઈ;
અશ્વ સ્વાર છવિ ભિન્ન દિખાયો, [9]અંત 'રંગ'[10]સમુઝાઈ—સતસે૦ ૪

૬૧

[11]બાલમ આજો મારે દેશ,
મારો જોબન બીથો જાય !—ટેક.
રાત અકારી નેન ન મીંચે, પલક પલક જુગ જાય;
સુની સેજડી આંસુભીની, લોક વગોવે હાય ! —મારો૦ ૧

---

૧. પૂજે; માન આપે. ૨. વેષ; ઢંગ. ૩. લેકિન; પણ. ૪. ચંદ્ર. ૫. સૂરજ. ૬. ઝાડ. ૭. પરપોટા. ૮. પાણીનાં ફોરાં. ૯. છેવટ. ૧૦. રહસ્ય. ૧૧. આ ભક્તિશૃંગારરસના ભજનમાં પત્નીની પતિમિલન માટેની

[1]કુસુમાકર કેસુડે ફૂલ્યો, ભર પીચકારી માર;
સમી સાહેલી હોરી ખેલે, એકલડી હું નાર !—મારો૦ ૨
ઘર ઘર હોળી કાઇ જલાવે, મનહોળી તન ખાખ;
પ્રેમભભૂતિ ચોળી અંગે, પિયુ પિયુ ફેરૂં માળ !—મારો૦ ૩
'રંગ' ગુલાબી ચિબુક[2] સૂકાયો, શિર પર જટા સુહાય;
અંગભભૂતિ દેખી પેલો, અનંગ[3] દિલ હરખાય!—મારો૦ ૪
હૃદયકમળની સેજ બિછાવી, સોઽહં પંખો હાથ;
વાસનવસ્ત્ર[4]ફગાવી વાલમ, વાટ જોઉં દિનરાત!—મારો૦ ૫

## ૬૨

( સામરો અજહુ ન આયો—એ રાહ )

ઘનઘોર વ્યોમ[5] અજ[6] છાયો, નભમેં સુરધનુ[7] ખીંચવાયો. ટેક.
નીલકંઠ[8] મન મોદ[9] ન માયો, થેઇ થેઇ નાચ નચાયો;
બનપંછી મલ્હાર ગવાયો, બિરહી મન ઘબડાયો;
પિયાસે નેહ લગાયો ! —ઘનઘોર૦ ૧
ઉલ્લે તટ ગંગા પલ્લે તટ જમુના, બીચમેં ગોકુલ આયો;
આતમ–કા'ન સંગ વૃત્તિ–ગોપીકા, મનહર રાસ રચાયો;
સુરવરગણ[10] દેખન ધાયો ! —ઘનઘોર૦ ૨
મન–બૃંદાબન મોહન નાચત, રવિ વિધુ[11] રથ થંભાયો;
સોહં બંસી મધુર બજાવત, કાલીય કામ હરાયો;
શૂન્ય સમુંદર ધાયો ! —ઘનઘોર૦ ૩
મેંડક[12] મછલી શબ્દ સૂનાયો, [13]પિકમુખ મૌન ધરાયો;
અબધૂ અંગ ધૂલ દુઇકી પુનિપુનિ[14] ગગન ઉડાયો;
બાલકસો મન ભાયો ! —ઘનઘોર૦ ૪

---

વ્યાકુળતાના રૂપકથી ભક્તની પરમાત્મપ્રાપ્તિ માટેની વ્યાકુળતાનું વર્ણન કર્યું છે. આગળ કેટલીક ગરબીઓ અને ભજનોમાં પણ આજ રૂપક છે. ૧. વસંત-ઋતુ ૨. ગાલ. ૩. કામદેવ. ૪. વાસનાઓ રૂપી વસ્ત્ર. ૫. આકાશ. ૬. આજે. ૭. મેઘધનુષ. ૮. મોર. ૯. આનંદ. ૧૦. દેવસમૂહ. ૧૧. ચંદ્ર. ૧૨. દેડકાં. ૧૩. કોયલ. ૧૪ ફરી ફરી.

[1]મુનિ [2]ઉન્-મનની મોજ મન માન્યો, સુંદરશ્યામ રિઝાયો;
[3]અલખપ્રકાશ પરમ જગ છાયો, 'રંગ' [4]તમિસ્રા હાર્યો
ભવકો ભરમ મિટાયો ! —ધનવીર૦ ૫

## ૬૩

(દેવળ દેખ લો—એ એકતારાની ધૂન)

(સંસ્કૃત શ્લોકને આધારે.)

અવધૂત દેખ લો,
જેથી જનમમરણ મિટ જાય રે. —ટેક.

અક્ષર જે અવિનાશી સઘળે, જડ ચેતન ભરપૂર;
સર્વશ્રેષ્ઠ વરેણ્ય કહાવે, સભર ભર્યું એક નૂર.—અવધૂત૦ ૧

ધૂત તિરસ્કૃત સંસૃતિબંધન, અલખનિરંજન દેવ;
તત્ત્વમસિ પદ લક્ષ્ય, ધરે કિન ભક્તન કારણ દેહ.—અવધૂત૦ ૨

આશાપાશ ન સ્પર્શે જેને, આદિ અંત નહિ મેલ;
નિજાનંદમાં મસ્ત ફરે જે, [5]ચેલ કુચેલ[6] ધરેલ.—અવધૂત૦ ૩

વાસનાનો લેશ ન જેને, વાણી સદા નિર્દોષ;
ભાવિભૂતની ચિંતા નાહીં, વર્તમાન સંતોષ.—અવધૂત૦ ૪

દેહ તણું નવ ભાન જરાએ, ધૂલિધૂસર[7] અંગ;
ધ્યાનધારણાવર્જિત નિર્મલ, નિત્ય સમાધિ અભંગ.—અવધૂત૦ ૫

ખાનપાનની ચિંતા નાહીં, ચિંતન તત્ત્વ અલેખ;
અહંકાર તમ ચેષ્ટા નાહીં, વિરલો જોગીભેખ.—અવધૂત૦ ૬

---

૧. જ્ઞાની; અવધૂત. ૨. મનની સંકલ્પવિકલ્પરહિત સ્થિતિ. ૩. ઇંદ્રિયોને અગોચર એવો સ્વરૂપપ્રકાશ. ૪. રાત્રિ (મોહરૂપી). ૫. સારું વસ્ત્ર. ૬. ફાટ્યું-તૂટ્યું વસ્ત્ર. ૭. ધૂળથી ખરડાએલું.

સુર નર મુનિજન વંદે જેને, મૂઢ કરે હડધૂત;
સ્વાર્પણથી જે દત્ત કહાવે, રંગ એહ અવધૂત !—અવધૂત૦ ૭

શ્વાન સુરભિ[1] સમદષ્ટિ દેખે, ઊંચનીચ નહિ ભેદ;
[2]સ્વૈર-સમાધિ બૂઝે તેને 'રંગ' રહે ક્યાં ખેદ ?—અવધૂત૦ ૮

૬૪

હું ભિખારી ભિખારી, ગુરુઘરની દાસી;
ચોરાશી ઘર ભિક્ષા માગી, તોએ રહી ઉપવાસી. —ટેક.

પાંચ પચીસ બત્તીસ ગલી ભટકી, લીધાં [3]રથ્યાચીર;
નિર્ગુણ કંથા કાંધે પહેરી, બની ભિક્ષુણી ધીર. —હું ભિખારી૦ ૧

[4]અહં-ખાખ તન રાખ લગાવી, હાથ લીધો [5]પપ્પચપાત્ર;
કોહં કોહં કરતી ચાલી, સોહં મળીયો સાથ. —હું ભિખારી૦ ૨

પચ પકવાને ભરી કાવડી, ફિર ફિર ખાલી આપ;
પુણ્ય પાવડી ખટખટ ચાલી, ફિર ફિર ઊડી આબ.—હું ભિખારી૦ ૩

[6]કામ-કેશ શિર જટા ચઢાવી, વિરતિ[7] વટરસ સાર;
પાપપુણ્યની ગઠરી ગહરી[8] છોડી ગુરુદરબાર. —હું ભિખારી૦ ૪

ગંગા જમુના સરસ્વતી ન્હાઇ, કીધાં અડસઠ ધામ;
અલખ ખલક સબ નજરેં આઇ, આઠેં દિશ વિશ્રામ.—હું ભિખારી૦ ૫

અલખ નિરંજન ભવદુખભંજન, જ્યાં દેખું ત્યાં રામ;
દર્શન પાઇ સુરત ગંવાઈ, સઘળાં સરીયાં કામ.—હું ભિખારી૦ ૬

જ્ઞાનોચ્છિષ્ટે ભરી પેટડી, શ્વન્યસુધા જલપાન;
ભઈ મત્ત મૈં 'રંગ' દિવાની, ક્યા પરવાહ જગ આન ?—હું ભિખારી૦ ૭

---

૧. ગાય. ૨. ફાવે તેવા વર્તન અથવા સ્થિતિમાં મનની અભંગ આત્મભાવે સ્થિતિ. ૩. રસ્તાનાં ચીંથરાં. ૪. અહંકાર બાળીને બનાવેલી ભભૂતિ. ૫. કમંડલ અથવા ભિક્ષાપાત્ર. ૬. કામનાઓ. ૭. વૈરાગ્ય. ૮. ભારે.

## ગરબી.

### ૬૫

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાહ)

કક્કો કહું છું ધ્યાન દઈ સહુ સાંભળો—ટેક.

કક્કા કર્મ તણી છે વસમી વાટડી,
વાવે તેવું પામે સહુ કો જગત જો;
કૂડાં કર્મ તણું ફળ કૂડું છે નકી,
રૂડાં કર્મ તણું ફળ રૂડું જાણજો. —કક્કો૦ ૧

ખખ્ખા, ખાખર ખિલ્લી સાકર શું લહે?
ખેલાડીની લીલા બંદર [1]બાંડ જો?
[2]ખલ્ક બિચારી [3]અલખ નિરંજન શું લહે?
ખાળજળે ગંગાજળ માની ન્હાય જો!—કક્કો૦ ૨

ગગ્ગા, ગુરુગમ મારગ છે અતિ દોહલો,
પોથાં થોથાં તર્ક તણું નહિ કામ જો;
મસ્તક મૂકી પ્રેમ અગન શરુઆત જો,
ચઢવું અવઘટ ઘાટે પંથ બિહામણો.—કક્કો૦ ૩

ઘઘ્ઘા, ઘટઘટ વ્યાપ્યો આતમરામ રી,
એ વિણ નાહીં જળથળ ઠાલો ઠામ જો;
ઘાટ અનેરા ધાતુ નિર્મળ એક જો,
નામ અનેકે વસ્તુ સાકર મીઠડી. —કક્કો૦ ૪

ચચ્ચા, ચંચળ મનડું નિશદિન નાચતું,
રામ તણે ખુંટલડે તાણી બાંધ જો;
પ્રીતિ ચંદ્રચકોર પ્રભુશું રાખ તું,
બેડો થાશે જન્મમરણનો પાર જો. —કક્કો૦ ૫

---

૧. બાંડો; અક્કલરૂપી પૂંછડીથી રહિત. ૨. દુનિયા. ૩. લક્ષણાતીત.

છચ્છા, છત્રીસ વાજાં વાગે સૂણુ જો,
નાદ ન માયે મીઠો અંતરઆભમાં;
[1]કાન ફેરવી સાંભળશે જન જેહ જો,
[2]આપો ભૂલી આપ સમાશે રામમાં.—કક્કો૦ ૬
જજ્જા, જનમ જરા ભય માથે રે ભમે,
સ્થાવર જંગમ સરવ તેહને હાથ જો;
જાપ અજંપા જાણી જે જન રે જપે,
ભવભય દુખડાં તેનાં નાસે આપ જો.—કક્કો૦ ૭
ઝઝ્ઝા, ઝભ્ભો જીર્ણ થતાં જન તે ત્યજે,
હરખઉમંગે બીજો ધારે દેહ જો;
જીર્ણ શરીરો મૂકી જીવડો અન્ય જો,
ધારે તેમાં દુખ શાનું તું રે કરે? —કક્કો૦ ૮
ટટ્ટા, ટટ્ટુ દેહ આતમા સ્વાર જો,
મન માને ત્યમ ફેરવતો જગબાગમાં;
થાકી જાતાં અન્ય પલાણે અશ્વ જો,
પંથ કાપતો જાય અગમદરબારમાં. —કક્કો૦ ૯
ઠઠ્ઠા, ઠાકુર એક જગતનો રામ રી,
એ વિણુ નાહીં અન્ય થળે વિશ્રામ જો;
[3]પાંચ પચીસ ઠગ લૂંટી અધવચ વાટ રી,
અંત સમે દેતા સહુને એ છેહ[4] જો.—કક્કો૦ ૧૦
ડડ્ડા, ડાકુ કામક્રોધને માર જો,
બેઠા રોકી સ્વર્ગ તણી એ વાટડી;
માયાડાકણ વળગી કેડે દેખ જો,
મારગમાં સેતાન[5] તણી છે હાટડી.—કક્કો૦ ૧૧

---

૧. વૃત્તિ અંતર્મુખ કરી. ૨. અહંકાર; દેહાત્મબુદ્ધિ. ૩. પૃથ્વી, આપ, તેજ, વાયુ, ને આકાશ, એ પાંચ તત્ત્વો; અને તે દરેકના પાંચ પાંચ મળી પચીશ ગુણ. એ બધા પોતાનામાં આત્મબુદ્ધિ કરાવી જીવાત્માનું સ્વાત્મધન લૂંટી લે છે; તેથી તેમને ઠગ કહ્યા છે. ૪. દગો. ૫. શેતાન.

ડડ્ડા, ડમડમ ઢોલ ગગનમાં વાગતું,
જાગ ભીઠ શુરુ સાધ અગમ ગઢ પ્હોંચ જો;
રાખ સત્ય તરવાર, શીલની ઢાલ તું,
મારી મનમાતંગ,[1] વેગથી દોડ જો.—કક્કો૦ ૧૨

તત્તા, ચોદિશ [2]તિમિર છવાયું અંધ હા !
સોહંભાવ પ્રજ્વાળ જ્ઞાનનો દીપ જો:
પ્રેમભક્તિ દીવેલ પૂરી [3]હૃદપાત્રમાં,
નિષ્કામ કર્મ મૃદુ હસ્થ[4] વાટ સંકોર જો !—કક્કો૦ ૧૩

થથ્થા, સ્થાવર જંગમ સઘળે એ હરિ,
પથ્થર પાણી પશુપંખી સહુ ઠામ જો;
લીલા એની અકળિત અપરંપાર રી,
વિણ થંભે લટકાવ્યું અધર આકાશ જો !—કક્કો૦ ૧૪

દદ્દા, દાન દયા દમ[5] દૈવી સંપદા,
પુણ્યપંથનું એહ રુચિર[6] પાથેય[7] જો;
દંભ દ્વેષ ને દર્પ[8] દૈતગુણ છે બધા,
જે રાખે તે નરક તણા અધિકારી જો.—કક્કો૦ ૧૫

ધધ્ધા, ધર્મ તણો મારગ છે અતિ દોહ્યલો,
ડગલે ડગલે દુર્ગમ ડુંગર દેખ જો;
હૈડે રાખો હામ મુખે હરિનામ લો,
ચઢવું રોકી શ્વાસ અચળગઢ આપ[9]જો.—કક્કો૦ ૧૬

નન્ના, નામ તણો આધાર ધણીના ધામમાં,
નામ [10]નામીમાં ભેદ નહિ લવલેશ જો;
નામે તરિયા પથ્થર પ્હાણા [11]આપમાં,
નર નારાયણ થાય નહિ સંદેહ જો.—કક્કો૦ ૧૭

---

૧. હાથી. ૨. અંધકાર. ૩. અંતઃકરણરૂપી કોડીયામાં. ૪. હાથ. ૫. ઇંદ્રિયનિગ્રહ. ૬ સુંદર. ૭ ભાતું. ૮. ગુમાન. ૯. પોતાની જાતે. ૧૦. તે તે નામથી ઓળખાતી વ્યક્તિ. ૧૧. પાણીમાં.

પપ્પા, પરદુખભંજનતા છે પુણ્ય રે,
    પીઠ પરાઈ પાપ કારમું પેખ જો;
આપપીડથી જન પરપીડા જે લહે,
    ધન્ય ધન્ય અવતાર દેવતા એહ જો.—કક્કો૦ ૧૮

ફફ્ફા, ફક્કડ ફેલ છબીલો તું બન્યો,
    ફડફડ હાલે હોઠ કાળનો પેખ જો;
ફાંકો મૂકી સંતગુરુચરણે નમો,
    સંતગુરુ ભગવાનથાન દરવાન જો.—કક્કો૦ ૧૯

બબ્બા, બકબક મૂક બડાઇ આપની,
    મૂગો બેસી રામ હદે સંભાર જો;
તુંથી નવ ઊઠે સળી તૃણઘાસની,
    એની સત્તાથી ચાલે તવ શ્વાસ જો.—કક્કો૦ ૨૦

ભભ્ભા, ભાવભક્તિનું નામ ન તુજમાં, શું થશે?
    ભવદુખડું તે કેમ મટે તુજ, પેખ જો;
ભાંડ ભવૈયા ભોજન નિત નિત રે જમે,
    સંતસાધુમુખ જાય ન એકે કણુ જો.—કક્કો૦ ૨૧

મમ્મા, મરતાં પહેલાં મરવું જીવન એ નકી,
    મમતા મોહ મગર મારી મસ્તાન જો:
મનકુંજર અંકુશ વિણ વશ થાએ નહિ,
    શ્વાસા અંકુર દાબ પળેપળ નેમ[1] જો.—કક્કો૦ ૨૨

યય્યા, યમનિયમોનું બખ્તર છે નકી,
    દેખી ભાગે દૂર થકી યમદૂત જો;
યારી [2]રબથી એક સખો દઢ નાખની,
    જનમ ધર્યાનું સાર્થક થાશે દેખ જો.—કક્કો૦ ૨૩

---

૧. યોગાભ્યાસના નિયમથી. ૨. પરમાત્મા.

રની, રામસારથિ દેહરથે તું થાપ જો,
    દેખી દુશ્મન નાસી જાશે આપ જો;
દોરી જીવન સોંપ એહના હાથમાં,
    એહ રમાડે તેમ રમે [1]ભવરંગમાં. —કક્કો૦ ૨૪
લલ્લા, લોભ લાલચો વિષય તણી વસમી ઘણી,
    મૂકી લવરી છોડ નકામી આપ જો;
જન્મ માનવી કોટિપુણ્યફળ એ નકી,
    કોડી મૂલે વેચ નહિ નિર્લોભ જો. —કક્કો૦ ૨૫
વવ્વા, વ્હેમ વસવસા[2] મનના સર્વે દે મૂકી,
    તન ધન વાલમ[3] કર સર્વે કુરબાન જો;
શબ્દ ઓચરે વાણી જે જે હેતથી,
    તે તે સર્વે વાલમ મીઠાં ગીત જો. —કક્કો૦ ૨૬
શશ્શા, દેહ શબ્દ છે આતમ માંહે અર્થ રી,
    શબ્દ છોતરાં દાણો નિર્મળ અર્થ જો;
દેહ છોતરાં છોડો દેહી[4] દેખ રી,
    [5]કોશ ફોતરાં ફેંકો [6]રેશમ કાઢ જો.—કક્કો૦ ૨૭
ષષ્ષા, [7]ષટ્ શત્રુ જે અંતર માંહે રે વસે,
    ઘેરી ગઢને મસ્ત ફરે બેદાર જો;
સંયમખડ્ગ[8] ગ્રહી કર વેગે દોડ રે,
    ખાખ થયે ગૃહ, કૂપ ન લાગે કામ જો.—કક્કો૦ ૨૮
સસ્સા, સાર વસ્તુ છે એક જગતમાં જો ફરી,
    સહેજ સમાધિ સાધી એને પેખ જો;
એ વિણ ફાંફાં વ્યર્થ નકામાં છે સખી,
    સાહેબ દરસ વિના જ્યમ બંગલો વ્યર્થ જો.—કક્કો૦ ૨૯

---

૧. સંસારરૂપી રંગભૂમિમાં. ૨. ભ્રમણાઓ. ૩. પતિ; પરમેશ્વર. ૪. આત્મા. ૫. (i) કોશેટો. (ii) અન્નમયાદિ પંચકોષ. ૬. આત્માનુભવરૂપી રેશમ. ૭. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર. ૮. તરવાર.

હુહા, હરિ ભજવાનું ટાણું માનુષ જન્મ જો,
ચૂકયો તે પસ્તાયો ફરી ફરી આથડયો;
હાથરતન ગૂમાવી ફાંકે રાખ જો,
ખાલી હાથે હીરો જયમ પાછો વળ્યો !—કકકો૦ ૩૦
કકકો વ્યંજન સર્વતંત્ર સ્વરહાથમાં,
ઉચ્ચારણુ વણુ આતમ નાહીં પેખ જો;
દેહવ્યંજને આતમસ્વર આવી મળ્યા,
તુંબી તંતુ બે એક મિલંતાં નાદ જો.—કકકો૦ ૩૧
આતમલીલા એહ મુખ મુરદાલ હાં,
જેમ નચાવે નાચે પુતળી નાચ જો;
દેહ દેહી સંબંધ વિચારી વાંચતાં,
ગાતાં 'રંગ' અંતરંગ[1] આનંદ જો!!—કકકો૦ ૩૨

૬૬

અંગ્રેજી કકકો કહું છું સહુ સાંભળો.—ટેક.
એ એ એકં બ્રહ્મ દ્વિતીયં નાસ્તિ,
સર્વ શાસ્ત્ર તણો એ નિર્ધાર જો;
એક પિયુ તમ અમ સહુનોએ જાણુ રી,
એકદિલીથી સુધરે સહુ સંસાર જો.—અંગ્રેજી૦ ૧
બી બી બ્રહ્મ સત્ય, જગ મિથ્યા એ નકી,
ચાર દિવસનું ચાંદરણું એ પેખ જો;
સહુની અંદર સહુથી ન્યારો એ હરિ,
જીવ બ્રહ્મ બે એક જાગતી જયોત જો.—અંગ્રેજી૦ ૨
સી સી સત્ય તણી સાડી સખી રી સજી,
શીયળ—ચણિયો અંદર ઓપે આપ જો;
સંયમ—કુંકુંમ અભય લલાટે રે ધરી,
ચાલી હુમહુમ અગમ બ્રહ્મ દરબાર જો.—અંગ્રેજી૦ ૩

1. અંતઃકરણ.

ડી ડી શસ્ત્ર દયાથી કુંજર[1] ક્રોધ રી,
    મારી, હાંને લોભરક્ષ[2] ભગાડ જો;
દમન-દોરથી કામ-આખલો નાથ રી,
    ધર્મ કુંડ બલિ દંભમેષનો આપ જો.—અંગ્રેજી૦ ૪

ઈ ઇ ઇશ્ક [3]હકીકી ઝાડુ લાધ જો,
    અંતર-ઝુજડો[4] સાફ કરી ઉભી સખી;
ઈશ નગીના નાથ વાટડી દેખતી,
    આસન નાખી દીપ જલાવી હેત જો.—અંગ્રેજી૦ ૫

ઍૅફ ફના મુજ જીવન તુજમાં નાથ જી,
    ફિકર નિવારો અગન બુઝાવો અંત જો;
ફરી ફરી થાકી લોક ફજેતી રે સહી,
    આવો આતમ અંત[5] ન દેખો આમ જો.—અંગ્રેજી૦ ૬

જી જી જીવન જ્યોત ભભૂકે અંતની,
    આવો જાદવ જીવ હવે ગભરાય જો;
જાપ જપું છું પિયુ પિયુ જીવન કયારની,
    ખારૂં લાગે જગત સહુ તુજ વિણ જો.—અંગ્રેજી૦ ૭

એચ કરી ચિંતા નવ થાયે કામ રી,
    અંગ જલાવે અંતર બાળે ફોક જો;
સતનું ચિંતન નિશદિન કરવું રે સખી,
    ચિંતા ચેષ્ટા બાજી સર્વ વિસાર જો.—અંગ્રેજી૦ ૮

આઈ આયનો અંતરનો ના સાફ રી,
    કોટિ ઉપાયે નવ દેખાયે મુખ જો;
આશા તૃષ્ણા મેલ ઘસી કર સાફ રી,
    અજવાળું થાશે ત્યાં આતમ જ્યોત જો.—અંગ્રેજી૦ ૯

---

૧. હાથી. ૨ રાક્ષસ. ૩. ઈશ્વરી પ્રેમ. ૪. અંતઃકરણરૂપી ઓરડો.
૫. કેડા.

જે જે જાપ અજંપા જપતી જાગ રી,
 ઊંઘઆળસે બગડે છે સહુ કાજ જો;
જનમ ધર્યાનું સાર્થક કરવું જો નકો,
 જીવન આતમ અંતર [1]દરસે પેખ જો.—અંગ્રેજી૦ ૧૦

કે કે કાલ તણો ન રાખ વિશ્વાસ જો,
 કાયા જાશે કાલ પડી, કો જાણતું?
કરવાનું તે આજ અબી કરવું બધું,
 કર્યું, કર્યું ના, નવ દેખે એ કાળ જો.—અંગ્રેજી૦ ૧૧

એલ લાલચ લોભ નઠારી છે બુરી;
 સારૂં જગ ફસીયું છે એમાં અંધ જો;
લાભ હાનિ સહુ એને ચરણે રે ધરી,
 લક્ષ લગાડી અલખ અંતરે પેખ જો. —અંગ્રેજી૦ ૧૨

ઍમ મોહ[2] મગરમચ્છ છે મોટડો.
 ખેંચે જીવડા ભરદરિયામાં વેગ જો;
[3]મહાવાકયમંત્રાનલ બાળી એહને,
 મોનગર્ભ ભગવંત અંતરે દેખ જો. —અંગ્રેજી૦ ૧૩

ઍન નિંદ સ્તુતિ સહુ સરખાં લેખ જો,
 નર્ક પચે તો પચવા દે એ લોકને;
નામ–તીર નામી–નિશાને પીખને,
 નામ નામી બે એક 'ઍન'ની શીખ જો.–અંગ્રેજી૦ ૧૪

ઓ [4]ઓહંગ સોહંગ બેધારૂં ખડ્ગ છે,
 મારી માયા મારક આપ સમાય જો;

---

૧. અંતર્દષ્ટિથી. ૨. આત્મસ્વરૂપનું વિસ્મરણ. ૩. મહાવાકયરૂપી મંત્રાગ્નિથી. अहं ब्रह्मास्मि વગેરે જીવબ્રહ્મની એકતા પ્રતિપાદન કરનારાં વેદવાકય મહાવાકય કહેવાય છે. ૪. ઓમ્ ને સોહં–નું અપભ્રંશ. અભણ લોકો એવો ઉચ્ચાર કરે છે.

વિંધે તે ધન, વિંધાએ તે ધન્ય છે,
    વિંધી વેધન વ્યંજન સ્વર સોહંગ જો.—અંગ્રેજી૦ ૧૫
પી પી પંથ બિકટ અતિ [1]અસિધાર જો,
    ડગલે ડગલે પ્હાડ પર્વતો પાર ના;
પૂર્વજન્મનું પુણ્ય હોય તે પામતા,
    પાપી પામર પંથ દેખી ગભરાય જો. —અંગ્રેજી૦ ૧૬
ક્યૂ કોહંનું મૂળ મૂળ અજ્ઞાન રી,
    સોહંભાને મેટવ[2] તું સખી શીઘ્ર જો;
કોહંભાવે કાદવ ચૂંથે કાગ રી,
    સોહં માનસરોવર ન્હાયે હંસ જો. —અંગ્રેજી૦ ૧૭
આર રામ રહેમાન એક તું પેખ રી,
    નામ [3]નાશિ ને નામી એક અનંત જો;
ઘટઘટ રમતા રામ રમૈયા એક રી,
    રહેમ કરે રહેમાન કહૈયા એહ જો. —અંગ્રેજી૦ ૧૮
એસ સાધના આત્મતણી તું સાધની,
    જંતરમંતર બીજું સઘળું જૂઠ જો;
સ્હેજ સાધ્યાને શાંત થઇ રહેવું સખી,
    બકબક મૂકી સમરો અંતરજામ જો. —અંગ્રેજી૦ ૧૯
ટી ટી તે તું તત્ત્વમસિ પદ એ કથે,
    ટીકા મૂકી તત્ત્વ થઇ રહેવું ઘટે;
તાપ પગાયો શાંત થઇ સહુ સ્હેહ જો;
    ચિત્તધર્મ એ મિથ્યા સહુ કો માન જો.—અંગ્રેજી૦ ૨૦
યૂ યૂ યમનિયમોનું બખ્તર પહેર રી,
    કાળ સંગાથે બાથ ભીડવી અંત જો;
આતમયજ્ઞે મનવૃત્તિ, પશુ હોમ રી,
    મોક્ષપ્રસાદી પ્રેમે નિશદિન ચાખ જો.—અંગ્રેજી૦ ૨૧

---

૧. તરવારની ધાર. ૨. મટાડી દે. ૩. નાશવંત.

વી વી વાદવિવાદો સઘળા દે મૂકી,
વ્હેમ વસવસા વેર વધે છે દેખ જો;
[1]વાચારંભણુ નામરૂપ સહુ જૂઠ રી,
વાણી મૂકી [2]વાગીશ્વરને પેખ જો. —અંગ્રેજી૦ ૨૨

ડબલ્યુ ડરવું લેશ નહિ મનમાં સખી,
આતમજ્ઞાને ભીતિ નાસે ભૂત જો;
મોહ શોક ડાકણ નાસે જીવે કરી,
આતમમંત્રે કામણુ કરીયું દેખ જો. —અંગ્રેજી૦ ૨૩

એકસ કુહાડો અસંગ કર ઝાલી સખી,
મૂળ વૃક્ષ ભવ કાપ કારમું શીઘ્ર જો;
મૂળ ઘવાતાં શાખા પલ્લવ [3]પાર રી,
એક બાળતાં બીજાં ભૂત ભગાય જો. —અંગ્રેજી૦ ૨૪

વ્હાય કેમ ક્યાંથી એ પૂછવું ના ઘટે,
કારણુ કાર્ય થકી પર એને પેખ જો;
વંધ્યાસુત વેવ્હાહે મ્હાલે જેમ રે,
જીવ જગત સહુ શોભા કથની જાણજો.—અંગ્રેજી૦ ૨૫

ઝેડ નૂર ઝગમગતું સઘળે જો સખી,
[4]અંધો દેખે દેખત[5] અંધો ત્યાંય જો;
ઝાડ બીજમાં બીજ ઝાડમાં જેમ રી,
બ્રહ્મ જગતમાં જગત બ્રહ્મમાં 'રંગ' જો.—અંગ્રેજી૦ ૨૬

અંગ્રેજી કક્કો આ ગાઓ પ્રેમથી,
તૂટી જાશે કર્મપાશ સહુ શીઘ્ર જો;
કાળ કંપશે થરથર દેખી 'રંગ[6]' રી
જનમ ધર્યાનું સાર્થક થાશે સંત જો. —અંગ્રેજી૦ ૨૭

---

૧. વાણીવિલાસ. ૨. વાણીનો નિયામક. ૩. ખલાસ. ૪. અંતર્મુખ દૃષ્ટિવાળો. ૫. બહિર્મુખ દૃષ્ટિવાળો. ૬. સ્વરૂપ.

૬૭

( સખી પડવેની પડ પ્રીત—એ રાહ )

સખી અલેક અજવાળી રાત, ગરબે રમીએ રે;
એ આદિસ્વરૂપ ઓંકાર ભાવે ભજીએ રે. ૧
સખી બે દુખનું છે મૂળ દ્વૈત નિસારો રે;
એ અલખ નિરંજન એક ઉરમાં ધારો રે. ૨
સખી પે પરપીડન પાપ નિશ્ચય માનો રે;
પરદુખભંજનતા પુણ્ય એક વખાણો રે. ૩
સખી તે ત્રણ ગુણ સંસાર, દુખનો દરિયો રે;
છે ગુણાતીત ભરથાર, એને વરવો રે. ૪
સખી ટે તડકો ને ટાઢ દંદ્વો સહેવાં રે;
એ દેહ પ્રાણ મનધર્મ, દેહી અળગો રે. ૫
સખી સે સોહં કર જાપ નિશ્ચલ મનથી રે;
મરતાં મન સોહંનાશ એક અગોચર રે. ૬
સખી જીઅ જગમાં હરિ પેખ હરિમાં જગ્ત વસે;
જ્યમ સાગર માંહી આપ[1] જળમાં સાગર રે. ૭
સખી ચે ચેતન ભરપૂર ઘટ મઠ વ્યાપ્યું રે;
એ ભેદ ઉપાધિ માટ, નિર્મળ આતમ રે. ૮
સખી હે હૈયાનો હાર હૈયામાં જ વસે;
અંદર ખોવાઇ ચીજ, બાહિર કેમ જડે ? ૯
સખી ખે ખાર સહુ ત્યાગ પ્રેમજળે દિલ ધો;
મારૂં તારૂં સહુ મેલ બેખુદ[2] હો ખુદ[3] ખો. ૧૦
સખી દાલ દ્વૈત દિલડાઘ ફરી ફરી ધોવો રે;
ધોતાં દિલ આરસ સાફ, મુખડું ઓપે રે. ૧૧
સખી ડાલ ડાકણી આશ કોટે વળગી રે;
વાળ્યું જો સત્યાનાશ, હણવી એને રે. ૧૨

---

૧. પાણી. ૨. નિરહંકાર. ૩. અહંકાર.

સખી જાલ કામના જાળ માંહી જીવ ફસે;
જ્યમ માછલડું રસ માટ, અંતે માંહી મરે. ૧૩
સખી રે રાવણ મન માન મદમાં ફરતો રે;
અહી શસ્ત્ર વિરાગ અભ્યાસ હણવો તેને રે. ૧૪
સખી ળે જળહળતું નૂર અંતર માંહે રે;
દેખી જે થેઇ થેઇ નાચ મનડું નાચે રે. ૧૫
સખી જે જગ જીનત[1] છોડ બંધન મોટું રે;
એક રામ વિના સહુ આન જમડું ખોટું રે. ૧૬
સખી ઝે ઝિલમિલ સંસાર ઝાકળમોતીરે;
દેખંતાં મન મોહાય, આખર ખોટી રે. ૧૭
સખી સીન સ્વર્ગ મન ચંગ[2] દોજખ[3] મેલું રે;
એ સ્વર્ગનરકથી પાર બ્રહ્મ અકેલું રે. ૧૮
સખી શીન શર્કરા ખાંડ મિશ્રી એકજ રે;
ત્યમ નામ અનેક આપ સાહેબ[4] એક વસે. ૧૯
સખી સ્વાદ અમીરસ બ્રહ્મ જેણે ચાખ્યો રે;
તે સૂકરવિષ્ઠા ભોગ કેમ વખાણે રે? ૨૦
સખી જ્વાદ ઝલક આનંદ જગમાં છાઇરે;
કોઈ પીર પેગંબર ધીર નજરે આઇ રે. ૨૧
સખી તોય સુરતનું તીર ઉત્તમ જાણો રે;
વીંધો એ બ્રહ્મનિશાન, ઉપર ભાળો રે. ૨૨
સખી ઝોય ઝબૂકે નૂર અંદર અદકું રે;
જે મારગ જાતા શૂર [5]અર્શ અટારી રે. ૨૩
સખી અૅન અગોચર એક આતમ જાણોરે;
છે [6]આપાશૂન્ય અરૂપ, રૂપ નિજ પેખો રે. ૨૪

---

૧. સ્વર્ગ. ૨. નિર્મળ. ૩. નરક. ૪. પરમાત્મા. ૫. સાતમા અસ્માન પર રહેલું ખુદાનું તખ્ત; પરમાત્માનું અકળ સ્વરૂપ. ૬. અહંકારરહિત.

સખી ગૅન [1]બિંદુયુત જીવ જુગજુગ ભટકે રે;
એ વિણ સહુ શિવ સાક્ષાત્, આપ વિસારો રે. ૨૫
સખી ફે ફિકર સહુ નાથ જગના ચગણે રે;
ફેંકીને ફરવું મસ્ત, દસ્ત[2] પિયુ ગહ[3] રે. ૨૬
સખી કૅાફ કાલનું કાજ આજે કરવું રે;
કો જાણે રહેશે કાલ તનકું જાશે રે ? ૨૭
સખી કાફ કરમનો દોષ સુખદુખ સ્વપ્નું રે;
કાયા છે કાચો કુંભ, શ્વાસસગાઇ રે. ૨૮
સખી ગાફ ગુરુની બાંહ્ય ઝાલી જાજે રે;
તારૂં અધવચ્ચ દરિયે નાવ નહિ તો ડૂબશે રે. ૨૯
સખી લામ લાલચો લાખ ચોર લૂંટારૂ રે;
તારૂં લૂંટી લેશે નાવ, અલખ ગઢ ધાજે રે. ૩૦
સખી મીમ ઘુંઘટ ખોલ માયા કેરો રે;
અહમદ[4] તું અહદ[5] સ્વરૂપ આશુક માશુક રે. ૩૧
સખી નૂન નોબત ઢોલ અનહદ બાજે રે;
કંઈ નાચ તમાસા રંગ અંદર ગાજે રે. ૩૨
સખી વાવ મૂકી દે વ્હેમ, નિશ્ચય રાખે રે;
મૂકીને વાસનવસ્ત્ર પિયુ સંગ રાચે રે. ૩૩
સખી હે [6]હુસનદીદાર તનમન હોમી રે;
રહેજે જેમ મોજું આપ, આપ સમાઇ રે. ૩૪
સખી લામઅલેફ નિર્લેપ આતમ રાજે રે;
ત્યાં લપ્પનછપ્પન દ્વૈત નહિ કો ચાલે રે. ૩૫
સખી હમજા હાજરહજૂર વનવન ક્યાં ઢૂંઢે ?
જેમ ઝાડ મહીં રસ એક [7]મુંજશલાકા રે ! ૩૬

---

૧. દેહાત્મબુદ્ધિરૂપી સૂક્ષ્મ અજ્ઞાન. ૨. હાથ. ૩. પકડ. ૪. જીવાત્મા. ૫. પરમાત્મા. ૬. પરમાત્માના દિવ્ય સ્વરૂપનાં દર્શન. ૭. મુંજઘાસની અંદર રહેલી ઝીણી સળી.

સખી યે દિલરુબા યાર ઘટઘટ બોલે રે;
એ વિણ સહુ શૂન્ય અસાર મડદાતોલે રે. ૩૭
સખી યે...શ્રાદ્દેહક[1] રાખ નિશ્ચલ મનથી રે;
મન મરતાં મોહન આપ યાદવ જોગી રે. ૩૮
સખી ઉદું કક્કો સાર ગાઓ પ્રીતે રે;
જેથી જનમમરણભય જાય 'રંગ' પ્રતીતિ[2] રે. ૩૯

## ૬૮

સખી પડવે લીધો પંથ પિયુ પરદેશે રે;
હું બાળા જોબનવેષ દુખમાં બળતી રે. ૧
સખી બીજે દ્વૈતકપાટ તોડી ચાલી રે;
મૂકી જન ધોરી વાટ અગમવન હાલી રે. ૨
સખી ત્રીજે મળીયા ત્રણ ઠગ ધૂતારા રે;
લૂંટાઈ હું વન માંહ્ય, જ્યમ ત્યમ ભાગી રે. ૩
સખી ચોથે કીધાં ધામ ચારે કોડે રે;
જન વન રઝળી ના ઠામ ક્યાંયે પામી રે. ૪
સખી પાંચમ માર્યા પાંચ નાગ વિષારી[3] રે;
સંયમ કછ વાળી હાથ વિરતિ ધારી રે. ૫
સખી છઠે મળીયા દૈત છ અતિ ભારી રે;
ઓહંગ શર મારી તાત[4] આગળ ચાલી રે. ૬
સખી સાતમ સુરત–વિમાન બેસી ઊડી રે;
જળ થળ સહુ મૂકી વેગ નભપથ પહોંચી રે. ૭
સખી આઠમ મૂકી આઠ[5] અદ્ધર ચાલી રે;
જ્યમ પંખી ઊડે આપ અંતર પેખી રે. ૮
સખી નવમે રોકી દ્વાર નવ ઉપવાસી રે;
ગઢસેના સહુ ગભરાય, વ્યાકુળ ભારી રે. ૯

---

૧. પરમાત્માનું સ્મરણ. ૨. અનુભવ. ૩. ઝેરી. ૪. તાતાં; તીક્ષ્ણ. ૫. ધ્યાનના આઠ પ્રકાર.

સખી દશમે નાયક દશ શરણે આવ્યા રે;
ગઢ જીતવાની બહુ હોંશ મનમાં મારે રે. ૧૦
સખી અગીઆરસને દિન ઠાકુરદ્વારા રે;
[1]સેનાની કુંચી હાથ આવી ઠાડો રે. ૧૧
સખી બારસ ઉઘડયાં બાર અંદર ચાલી રે;
નવ સૂઝે મારગ હાય! ક્ષણુ ક્ષણુ ઉભી રે. ૧૨
સખી તેરસ તિરખુટ-હોજ ન્હાઇ પ્રીતે રે;
સજી મનગમતા શણુગાર ઠુમઠુમ ચાલી રે. ૧૩
સખી ચૌદશ ચૌદમે માળ ઉપર[2] દીઠા રે;
ઊંચી એક દિવ્ય અગાશ પિયુજી બેઠા રે. ૧૪
સખી પૂનમ પૂરણકામ હેતે મળીયા રે;
આલિંગન આપી ત્યાંય ક્રોડે રમીયા રે. ૧૫
સખી અમાસ અંધારી રાત હું તું ભૂલી રે;
કોઇ અગમ [3]અંધ પ્રકાશ પિયુસંગ ખેલી રે. ૧૬
સખી મનદુગ્ધા સહુ આપ ભૂલી આપે રે;
લહરિ જ્યમ સાગર માંહ્ય [4]'રંગ' સમાઇ રે. ૧૭

૬૮

(રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે—એ રાહ)

દુખિયારી નાર, પિયુ તુજ કાજે રે.—ટેક.
સખી સોમે તે મહાસૂન[5] જઇએ રે;

---

૧. સેનાપતિ (એકાગ્રમનરૂપી). ૨. દશ ઇંદ્રિયો અને ચતુર્વિધ અંતઃકરણની પાર. ૩. ઇંદ્રિયોને અગોચર. ૪. પરમાત્માનું દિવ્ય સ્વરૂપ.

૫. ત્રિકુટીની (બે ભવાંની વચ્ચેની જગ્યા) ઉપર સુરતી ચઢવા માંડે છે ત્યારે દૃશ્યના વિલયરૂપ અંધકારમય પ્રદેશ આવે છે તેને યોગીઓ સૂન કે શૂન્ય સંજ્ઞાથી પિછાને છે; અને એની ઉપરનો દૃશ્યના આત્યંતિકવિલયરૂપ અત્યંત અંધકારમય પ્રદેશ તે મહાસૂન.

કેડ બાંધી [1]અગમ ગઢ ચઢીએ રે;
નાથ દત્ત દિગંબર[2] વરીએ, —દુખિયારી૦ ૧
મંગળવારે તે મનમાળા મણુકા રે;
ફેરી જાપ અજંપા[3] જપીએ રે;
દિલદુખડાં મહુ વિસરીએ, —દુખિયારી૦ ૨
સખી બુધે તે બંકનાલવાટે રે;
જઇ વસીએ તે [4]અવઘટ ઘાટે રે;
જમીએ ભેગાં બેસી એક પાટે, —દુખિયારી૦ ૩
ગુરુવારે ગગનગઢ ગાજે રે;
વાજાં [5]અનહદ મૃદંગ બાજે રે;
સૂણી મનડું થેઇ થેઇ નાચે, —દુખિયારી૦ ૪
સખી શુક્રે તે [6]સુખમણ સેજે રે;
ભૂલી સુધબુધ ભેળાં થઇએ રે;
નાથ સાથે તે રંગ રેલવીએ, —દુખિયારી૦ ૫
શનિવારે તે [7]સ્હેજસમાધિ રે;
ટળી આધિ ઉપાધિ ને વ્યાધિ રે;
જન્મમરણની બીતિ તે ભાગી, —દુખિયારી૦ ૬
રવિવારે તે ભ્રમણાઓ ભાગી રે;
ભાન[8] આતમ તેજ સમાઇ રે;
પિયુરૂપ હું રગરગ રાચી, —દુખિયારી૦ ૭

---

૧. જેની અજ્ઞાનીઓને ગમ નથી એવો આત્મસ્વરૂપના વિકટ અને પ્હાડી માર્ગરૂપ કિલ્લો. ૨. સર્વ આવરણે થી રહિત, આકાશના પણ વસ્ત્રરૂપ; શુદ્ધ નિષ્કલંક બ્રહ્માત્મસ્વરૂપ. ૩. દરેક પ્રાણીના શ્વાસોચ્છ્વાસ સાથે થતો 'સોહં' નો સ્વાભાવિક જપ. ૪. જેનો કોઈ પણ જાતનો ઘાટ–આકાર–નથી, એવું નિરાકાર નિરંજન આત્મસ્વરૂપ. ૫. યોગીઓને ત્રણ ગ્રંથીનો ભેદ થતાં સંભળાતા અનાહત ધ્વનિ—દશવિધ નાદનું સૂચન છે. ૬, સુષુમ્ણા; બરડાની કરોડ-મેરુદંડ-વચ્ચે થઇને બ્રહ્મરંધ્ર તરફ જતી નાડી. ૭. સમાધિનો એક પ્રકાર; મનની સહજ, નિરાલંબ સ્થિતિ. ૮. ભાનુ; સૂર્ય.

સાતવાર આ નિશદિન ગાઇ રે;
નાચે 'રંગ' મુદા[1] સ્વાનંદે રે;
પોઢે પ્રેમે પિયુજીની સાથ, —દુખિયારી૦ ૮.

૭૦

દિલ લાગી આગ બળતી ઉગારો રે !—ટેક.

સખી *સન્ડે તે સમણામાં દેખ્યા રે;
નાથ દત્ત દિગંબર પેખ્યા રે;
દોડી જાઉં ત્યાં તો ચૂકી વાટ, —દિલ૦ ૧
સખી મન્ડે તે મારગ લીધો રે;
સાધી મૌન મહામંત્ર સીધો રે;
મૂકી મેં તો લોક તણી લાજ, —દિલ૦ ૨
સખી ટ્યુસડે તે તિરખુટી[2] ઘાટે રે;
ભાળ્યાં કંથ તણાં પદ વાટે રે;
એ તો ચઢવું સજાયાની ધાર, —દિલ૦ ૩
સખી વેડ્નસડે વન વન ભટકી રે;
ઘોર અંધારે કાયાને પટકી રે;
અંતર્યાળ પડી રહી લટકી, —દિલ૦ ૪
સખી થર્સડે તે થાણું[3] વટાવ્યું રે;
સૂન મહાસૂન હાટ હટાવ્યું રે;
દિલ ચોંકી ઉઠયું એકદમ, —દિલ૦ ૫
સખી ફ્રાયડે તે દેડ ભજેતી રે;
નાથ નાસી ગયા દઇ તાળી રે,
હાથ આવેલ મોતી ગુમાવ્યું. —દિલ૦ ૬

---

૧. આનંદથી. * રવિવાર; અંગ્રેજીમાં વારની ગણત્રી રવિવારથી થાય છે.
૨. બે ભવાંની વચ્ચેની જગ્યા—ત્રિકુટી; ઇડા, પિંગલા ને સુષુમ્ણા-ગંગા, યમુના ને સરસ્વતી-નું મિલનસ્થાન. આને યોગીઓ પ્રયાગ કે ત્રિવેણી પણ કહે છે. ૩. બંકનાલનું થાણું.

સૅંટરડેએ તે સાજન મળીયા રે;
ચાંપી હઇડે હરખથી હસીયા રે;
હું તું ભૂલી બેઉ સંગ રમીયાં, —દિલ૦ ૭

વાર ગાઇ અંગ્રેજી ઉમંગે રે;
'રંગ' નાચે દિગંબર સંગે રે;
જેથી મૃત્યુ તણું ભય ભંગે, —દિલ૦ ૮

૭૧

નવ સૂઝે કામ, કંથ વિદેશે રે.—ટેક.

સખી ચૈતરે ચટપટી લાગી રે; ચિત ચોરી ગયા વનમાળી રે;
આ તે એકલડું કયમ રહેવાય ? —નવ સૂઝે૦ ૧
સખી વૈશાખે વાલમ નવ મળીયા; મારા મનના મનોરથ નવ ફળીયા !
સૂનાં મંદિર ખાવા ધાય ! —નવ સૂઝે૦ ૨
જેઠ માસે તે જીવન કયાંય હશે ? મુજ અબળાને દર્શન કયારે થશે ?
વાટ જોઉં જાગી આખી રાત ! —નવ સૂઝે૦ ૩
સખી અષાઢે આંસુની ધાર વહે; જોઇ સ્વર્ગ તણા સહુ દેવ રડે;
નાથ[1]અંતર હા ન ભીંજાય ! —નવ સૂઝે૦ ૪
સખી શ્રાવણે સરવર સહુ ભરીયાં; પશુ પંખા વનસ્પતિ સહુ હરીયાં;
મનની મનમાં રહી ગઇ આશ ! —નવ સૂઝે૦ ૫
માસ ભાદરવો બીકથી થરથરતી, કાયા તરુવર દેખીએ ડગમગતી;
પાછું ભાળી નવ જુવે કહાન ! —નવ સૂઝે૦ ૬
આસોમાસે તે આશા છૂટી રે; આંખો રોઇ રોઇ મારી ફૂટી રે;
તોયે કરમની દોરી ન તૂટી ! —નવ સૂઝે૦ ૭
સખી કારતક કરમો કેમ જશે ? મુજ અબળાનું કારજ કેમ થશે ?
હાય દૂર થયા કાં કંથ ? —નવ સૂઝે૦ ૮
સખી માગશરે મારગ નવ સૂઝે; વ્રેહ જખમ જીગરનો નવ રૂઝે;
સુખીયા દુખીયાનું દર્દ ન બૂઝે ! —નવ સૂઝે૦ ૯

---

૧. પ્રાણપતિ; પરમેશ્વર.

પોષ માસે પથારી કીધી રે; જોવા આવ્યાં સહુ નરનારી રે;
કેમે કરી જીવ નવ જાય ! —નવ સુઝે૦ ૧૦
મહામાસ મરણનો આવીયો; જોગી વૈદ સદ્દગુરુ લાવાયો,
નાથમિલનની બૂટી અમોઘ ! —નવ સુઝે૦ ૧૧
સખી ફાગણે ફેરા સહુ ફળીયા; કુંજવને તે નાથજી અમ મળીયા;
મચી અબીલગુલાલની ધૂમ ! —નવ સુઝે૦ ૧૨
માસ અધિક આનંદનું પૂર વહે; દેહભાન સખી કયમ ત્યાંય રહે ?
'રંગ' બેરંગી એકજ નૂર ! —નવ સુઝે૦ ૧૩

૭૨

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાહ )

સુણ સહિયર, નિજ કર્મ તણી કથની કહું—ટેક.
જાનેવારી જગઅત્રીશીએ ચઢી,
જે તે કહે કે વંઠી પેલી રાંડ જો;
માઝા મૂકી જ્યાં ત્યાં ફરતી રાતડી,
રાત દિવસ એને મન એક સમાન જો. —સુણ૦ ૧
ફેબ્રુઅરવારી લીધ ફકીરી વેશ રી,
છૂટા મૂકી કેશ ભભૂતિ અંગ જો;
કાંધે મૂકી બીન[1] મુખે પિયુગાન જો,
ચાલી મંદિર મૂકી, ભૂલી વાટડી. —સુણ૦ ૨
માર્ચ માસમાં મન મારૂં ગભરાય રી,
છાતી ફાટી અશ્રુ વહે ચોધાર જો;
મારગ મૂકી જંગલ લીધી વાટડી,
ફડફડ કંપે બીક થકી મુજ કાય જો. —સુણ૦ ૩
એપ્રિલ માસે એકડંડી પગથી પડી,
શૂળો બાવળની પગે ધોંચાય જો;

૧. વીણા.

ભૂમો પાડે ઘોર પશુ બિહામણી,
અથડાતી કૂટાતી ચાલી પંથ જો. —સૂણુ૦ ૪
મે મહિનામાં દીઠી મઢુલી એક રી,
બેઠા તપસી શાંત ધરી મુખ મૌન જો;
[1]શીષ નમાવી લાગી ફરી ફરી પાય રી,
સૂણી શાન્તિ ચિત્ત મૌનવ્યાખ્યાન જો. —સૂણુ૦ ૫
જુન વિતાડી રાત ચાલી પૂરજોસમાં,
મારગ પૂછી આવી ત્રિવેણીઘાટ જો;
ગંગા જમુના સરસ્વતી ન્હાઇ આપમાં,
દેહકષ્ટ વિસારી ચાલી વાટ જો. —સૂણુ૦ ૬
જુલાઇ માસે મૂકી આશ મેં જાનની,
કેડ બાંધી ચાલી હું [2]સૂક્ષ્મ રાહ જો;
જાપ અજંપા પિયુ પિયુ જપતી [3]સાજની !
આવી પહોંચી સૂન મહામેદાન જો. —સૂણુ૦ ૭
ઑગસ્ટ માસે [4]આઠ વટાવી આપમાં,
ઉપર દોડી વાયુદોટે આભ જો;
રાત અંધારી ધૂમસ વરસે વાટમાં,
થરથર કંપે કાય ઠંડની સાથ જો. —સૂણુ૦ ૮
સપ્ટેમ્બરમાં મહાસૂનમંડળ હું ઉડી,
સુરતનુરતની પાંખ [5]વિહંગમવાટ જો;
આંખે અંધારાં ને તન ખાલી ચઢી,
દેખી તેજભભૂક આવી હોંશ જો. —સૂણુ૦ ૯

---

૧. શીર્ષ; માથું. ૨. બંકનાળને વિકટ રસ્તે. ૩. સજની; સહિયર. ૪. પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર ને પાંચ તન્માત્રા; અથવા યોગપક્ષે, ધ્યાનના આઠ પ્રકાર. ૫. વિહંગમ એટલે પક્ષી, અને વિહંગમવાટ એટલે આકાશ. અત્રે ત્રિકુટીની ઉપરનો, આજ્ઞાચક્ર (દ્વિદલ પદ્મ) છોડયા પછીનો સુરતીને ચઢવાનો નિરાલંબ માર્ગ.

અકટોબરમાં દીઠો અગમગઢ પંથ રી,
શોભા ત્યાંની મુખ વર્ણન નવ થાય જો;
તેજ તેજ ને તેજ તણો અંબાર રી,
ફૂલ કુસુમ સુગંધ અનેરી લ્હેર જો. —સૂણુ૦ ૧૦
નવેમ્બરમાં નાવલીઓ ભરથાર જો,
દેખાડીને મુખડું ન્હાસી કયાં ગયો?
લળી લળી લાગું પાય, નાથજી, શો ગુન્હો?
એકલડી અનાથ નથી કોઈ સાથ જો. —સૂણુ૦ ૧૧
ડિસેમ્બર માસે તે દર્શન દીધ રી,
બેસાડી અર્ધાંગે જામ્યો રંગ જો:
હું તું ભૂલી એક થઈ પતિસંગ જો,
છોડી સઘળો સંગ જગતની ગંધ રી. —સૂણુ૦ ૧૨
અંગ્રેજી મહિના આ પ્રીતે ગાવ રી,
[1]પ્રીતમ દીઠો નજરો નજરે 'રંગ' જો;
માયા મોહ કરીને જગનાં ખાખ જો,
અંગે ચોળી રાખ [2]અલખ જગાવ રી!!—સૂણુ૦ ૧૩

૭૩

(ઝીણા ઝરમર વરસે મેહ—એ રાહ)

સખી અંતરમાં વ્રજરાજ, બાહેર શીદ જઈએ?
મૂકી સહુ જનની લાજ, તે પિયુને ભજીએ. —ટેક.
સખી મેષરાશિમાં કામમેષ[3] આ, ફાટયો અપરંપાર રે:
સંયમ અગ્નિકુંડ જલાવી, દીધું મેં બલિદાન;
ભડભડ બળતું રે! —સખી અંતરમાં૦ ૧
સખી વૃષભ આખલો મસ્ત ફરે આ, અભિમાન નવ માય રે;
પાપમૂળ સહુ સંત વખોડે, વાવ્યું સત્યાનાશ;
જીતવો તેને રે! —સખી અંતરમાં૦ ૨

૧. પ્રિય પતિ; પરમાત્મા. ૨. ઉચ્ચ સ્વરે સ્વાનુભવથી જીવબ્રહ્મની એકતાનું ગાન ગા. ૩. બકરો.

મિથુનરાશિ પિયુ કાજ સખીરી, લીધી બ્રહ્મની દીખ રે;
મન–મરકટ છૂમંતર મારી, કીધું વશ વિચાર;
વલખાં કયમ મારે ? —સખી અંતરમાં૦ ૩
કર્ક આયનો ધોઇ કીધ રી, અંતરનો મેં સાફ રે;
ક્રોધ કાચબો અંગ સમેટી, ડૂબ્યો હૃદસર[1] માંહ્ય;
ઠામે ઠરીયો રે ! —સખી અંતરમાં૦ ૪
સખી સિંહે સોહં જાપ જપાઇ, હંસ ઉડયો આભ રે;
મેરુદંડ મેદાન મૂકયું ત્યાં, દીઠો મેં નરસિંહ;
પાવન મનખો રે ! —સખી અંતરમાં૦ ૫
સખી કન્યારાશિ કામ ન સૂઝે, બાળા મન ગભરાય રે:
નાથ નગીના કે દિન મળશે, હૈયું ઠરશે ઠામ;
ચિંતા સહુ જાશે ? —સખી અંતરમાં૦ ૬
તુલા ધર્મની તરત મંગાવી, તોલ્યું પુણ્ય ને પાપ રે;
સરખું થાતાં મનખો સધર્યો, મળીયો માનવ દેહ;
વરવા કાજે રે ! —સખી અંતરમાં૦ ૭
સખી વૃશ્ચિક ડંખે ત્રિવિધ તાપ હા ! અંતર બાળે ખાખ રે;
ડંખવિવેકે પકડી દીધો ફેંકી બાણું હાથ;
ચિતમાં [2]શાતા રે ! —સખી અંતરમાં૦ ૮
[3]ધન જનતનમદ છોડી સખીરી, લાગી સદ્‌ગુરુ પાય રે;

---

૧. અંતઃકરણરૂપી સરોવર. ૨. શાંતિ. ૩. મહારાજશ્રીના સરખેજના નિવાસ-સ્થાન 'અવધૂત–વિશ્રામ'ના પરમ ભકત ઠાકોર મણાજી માલાજીની નોંધ-પોથીમાં નીચે પ્રમાણે પાઠ છે–

ધનુષ્ ધ્યાનનું ધારી હાથમાં, કર વનમાં સંચાર રે;
નિશ્ચય–બાણે મારી વનપશુ, ફર નિર્ભય જગ માંહ્ય;
ચિંતા શાની રે ? —સખી અંતરમાં૦ ૯

શુદ્ધ શબ્દ ધનુષ્ છે; તેને અનુસરીને આ પાઠ હોવો જોઇએ. ત્યાં, વનમાં=અંતઃકરણરૂપી વનમાં; નિશ્ચયબાણે='અહંબ્રહ્મ'ના નિઃશંક અનુભવરૂપી બાણથી; વનપશુ=અંતઃકરણના દોષો.

જોયું ત્યાં તો અંદર બાહિર, ભરીયા ધનકોઠાર;
તૃષ્ણા ત્યાગી રે ! —સખી અંતરમાં૦ ૯
સખી મકર[1] મોહ અતિ મોટો હેલો, પહાડસમી શી કાય રે;
જ્ઞાનજાળ બિછાવી ગહરી, પકડી ફેંક્યો બહાર;
જોવા સહુ દોડે ! —સખી અંતરમાં૦ ૧૦
કુંભ કાય કાચો અતિ પોચો, ફૂટતાં ન લાગે વાર રે:
લાખવિરાગે છિદ્ર પૂરાતાં, થાશે સઘળું કાજ;
ઢીલ ન ચાલે રે ! —સખી અંતરમાં૦ ૧૧
સખી મીન માછલી જળમાં પ્યાસી, અચરજ મુજને થાય રે;
સુખસાગર તું સુખ સુખ કરતી, ફરતી બહાર બજાર !
કહેવું શું તુજને ? —સખી અંતરમાં૦ ૧૨
બાર રાશિ સખી [2]બારબાર આ, ગાતી મનની માંહ્ય રે;
'રંગ' દિવાની મસ્ત થઇને, ફરતી પિયુ સંગાથ !
ભવભય નવ તેને !! —સખી અંતરમાં૦ ૧૩

૭૪

સખી ઝાડ ગળે ફળ આપ, દુખડાં કયાં રડીએ ?
માતા વિષ દેતાં હાય, શી રીત તે જીવીએ ? —ટેક.
સખી વસંતઋતુ વસમી અતિ આવી, મનમાં કંઇ કંઇ થાય રે;
વાલમ તો વિદેશે વસીયા, મંદિર ખાવા ધાય !—દુખડાં૦ ૧
ગ્રીષ્મઋતુ ઉકળાટ અતિશે, મન મારૂં ગભરાય રે:
કોયલડી આ ટુહુ ટુહુ બોલી, [3]કાળજ કોરી ખાય !—દુખડાં૦ ૨
સખી વર્ષાઋતુ વાદળ ચઢી આવ્યાં, ઝરમર ઝરમર મેહ રે;
[4]ભોમ આભ ઉમંગે મળીયાં, [5]વ્રેહ વધ્યો મન માંહ્ય !—દુખડાં૦ ૩
શરદઋતુ નિર્મળ નભ કેવું ? ચાંદલીયો સોહાય રે:
શ્વાસ રુંધાયો આખર આવી, નાથ હશે, હા ! કયાંય ?—દુખડાં૦ ૪

૧. મગર. ૨. વારંવાર. ૩. કાળજું. ૪. પૃથ્વી. ૫. વિરહ.

સખી હેમંતે હરિ હરખે મળીયા, [1]દિલહુજડાની માંહ્ય રે;
પ્રેમે ભેટી સાથે રમીયા, ખરખર આંસુ જાય!—દુખડાં૦ ૫
શિશિરઋતુ શરદી સહુ નાઠી, આગ બુઝાઇ અંત રે;
[2]આપો મૂકી આપ[3] સમાઇ, જય જય પિયુ ભગવંત!—દુખડાં૦ ૬
છએ ઋતુ ગાઈ સખી ગરબે, પિયુ પિયુ ફેરો માળ રે;
'રંગ' લાગતાં સંગ ત્યજાશે, થાશે મન [4]નિઃસંગ!—દુખડાં૦ ૭

૭૫

સખી શરદ પૂનમની રાત, ગરબે રમીએ રે;
નમીએ સહુ જગની માત, આદ્યભવાની રે. — ટેક.

અશ્વિની આળસ પરિહરી સઘળી, ઉદ્યમ અદકો કરવો રે;
અશુભ વાસના અળગી મૂકી, સમરો અંતરજામ;
ભવભય તે હરશે. —સખી શરદ૦ ૧

ભરણી ભકિત સાધન મોટું, કલિયુગ માંહી સાર રે;
[5]પરાનુરક્તિ શાસ્ત્ર કથે છે, તન મન કર કુરબાન;
મનખો સુધરે રે. —સખી શરદ૦ ૨

કર્મ કૃત્તિકા અટળ કાયદો, વાવે તેવું લણવું રે;
બાવળ વાવ્યે કંટક પામે, આંબે કેરી સાખ;
સહુ નિજ હસ્તક રે. —સખી શરદ૦ ૩

રોહિણી હૃદયે રામ સમરવા, મૂકી જનની લાજ રે;
રોમાંચિત તનુ કંઠ ગદ્‌ગદે, કરવું હરિગુણ ગાન;
આવાગમન મટે. —સખી શરદ૦ ૪

મૃગ મીનાદિ એકએકમાં, ક્ષણમાં પામ્યાં નાશ રે;
પાંચે સુખ માની કયમ દોડે ? મન મૂરખ તું ચેત;
[6]વ્યાળ [7]વિષારી એ. —સખી શરદ૦ ૫

---

૧. અંતઃકરણરૂપી ઓરડો. ૨. અહંકાર. ૩. નિજસ્વરૂપ. ૪. નિર્લેપ. ૫. સર્વોત્કૃષ્ટ પ્રેમ. ૬. સર્પ. ૭. ઝેરી.

આર્દ્રા સખી આતમ કેરી, ખોજ અંતરે કરવી રે;
બાહિર ફાંફાં મિથ્યા મેલી, અંતરદીપ ઉજાળ;
અજવાળું થાશે. —સખી શરદ૦ ૬

પુનર્વસુ વસુ[1] આતમ મોટું, અવિનાશી અવઘટ ઘાટ રે;
કોડી પથ્થર નાશવંત સહુ, જગધન માટી ઢેપ;
મૂરખ ક્યમ દોડે? —સખી શરદ૦ ૭

પુષ્ય દેવ પુરુષારથ મોટો, કરવી નિશદિન સેવ રે;
પરસન થાતાં રિદ્ધિસિદ્ધ સહુ, આવી મળશે આપ;
દુખડાં સહુ જાશે. —સખી શરદ૦ ૮

આશ્લેષા અવતાર માનવી, ફરી ફરી નહિ આ આવે રે;
દેહપ્રીતડી છોડ સખીરી, દેવપ્રીતડી જોડ;
અવસર નહિ આવે. —સખી શરદ૦ ૯

મઘા દેહ મંદિર છે મોટું, માંહે દેવ વિરાજે રે;
દર્શન થાતાં સહુ દુખ જાશે, બેડો થાશે પાર;
દર્શન કરીએ રે. —સખી શરદ૦ ૧૦

પૂર્વા–ફાલ્ગુના ફિકર કાલની, હરિચરણે સહુ ત્યજવી રે;
રાખે ત્યમ આનંદે રહેવું, બાળક પેર નિશ્ચિત;
જય જય થાશે રે. —સખી શરદ૦ ૧૧

ઉત્તરા–ફાલ્ગુના ફળની ઇચ્છા, રાખે તે નર કાયર રે;
માગે તેથી આઘે નાસે, અટલ કાયદો એહ;
ગીતા સાખ પૂરે. —સખી શરદ૦ ૧૨

હુસ્ત હાથ ઓપે શુભ દાને; કંકણુની શી શોભા રે?
શ્રવણ[2] શ્રવણથી હરિગુણ કેરા, ગાન થકી મુખભાન;[3]
સંત વખાણે રે. —સખી શરદ૦ ૧૩

ચિત્રા રંગ અનેક દિસે પણ, ચિત્ર એક પટ વાંસે રે;
એક દેવ અનેકે વિલસે, જ્ઞાની બૂઝે એહ;
મૂરખ શું સમજે? —સખી શરદ૦ ૧૪

---

૧. ધન. ૨. કાન. ૩. મુખસૂર્ય.

સ્વાતી બુંદ નિપજાવે મોતી, ચાતકઅગન બુઝાવે રે;
ગુરુમુખ પીયૂખ[1] મોત મિટાવે, મુક્તિ દિલાવે[2] સાર;
હરિજન સેવો રે. —સખી શરદ૦ ૧૫
વિશાખા ગુરુ વિણુ કોણુ મટાડે રોગ સંસૃતિ ઝેરી રે?
નાડ સોંપી ગુરુ હાથ જીવડા, પથ્ય નેક તું પાળ;
[3]યાતાયાત મટે. —સખી શરદ૦ ૧૬
અનુરાધા મન કર્મ વચનથી રીઝવવો હરિ સઘળે રે;
જડચેતનમાં એક વિરાજે, નામરૂપમાં ફેર;
ભૂલી કયમ ભટકે? —સખી શરદ૦ ૧૭
જયેષ્ઠા ગંગા [4]વામનાસિકા, [5]દક્ષિણ જમુના જાણો રે;
મધ્યા સુખમણુ સરસ્વતી માઈ, ઘટમાં કાશી પ્રયાગ;
અંતર ખોળો રે. —સખી શરદ૦ ૧૮
મૂળ મૂળ મન સંસૃતિ કેરૂં, કામજળે નભ વધતું રે;
[6]અસંગ–અનલથી બાળે તે તો, પામે તત્પદ[7] સાર;
ઊંઘ ન ચાલે રે. —સખી શરદ૦ ૧૯
પૂર્વાષાઢા ષડ્રિપુ[8] મોટા, કામ ક્રોધ મદ મત્સર રે;
મોહ લોભ ઘટપુર[9] વણુસાડે, નિશ્ચય કરવા ઠાર;
જ્ઞાનકુઠારે[10] રે. —સખી શરદ૦ ૨૦
ઉત્તરાષાઢા વેદ શાસ્ત્ર સહુ, નેતિ નેતિ પુકારે રે;
ગુરુ વિણુ મારગ લેશ ન સૂઝે, ઘોર અંધારી રાત;
ભૂત ભમે છે રે. —સખી શરદ૦ ૨૧
શ્રવણ શ્રવણ ગુરુમુખ ફળ આપે, તર્કબુદ્ધિ નવ ચાલે રે;
આપબુદ્ધિ કોરાણે મૂકી, સદ્‌ગુરુચરણ તળાંસ;
મસ્તક નામી[11] રે. સખી શરદ૦ ૨૨

---

૧. પીયૂષ; અમૃત. ૨. અપાવે. ૩. જન્મમરણ. ૪. ડાબું. ૫. જમણું. ૬. નિર્લેપતારૂપી અગ્નિ. ૭. પરમાત્મસ્વરૂપ. ૮. શત્રુ. ૯. શરીરરૂપી નગર. ૧૦. જ્ઞાનરૂપી કુહાડાથી. ૧૧. નમાવી.

ધનિષ્ઠા સદ્દગુરુ ધન મેરો, અક્ષય અવિચળ આપ રે;
બીજાું ધન સહુ જાણુ મૃત્તિકા, ક્ષણમાં [1]વણસી જાય;
આપ વિચારો રે. —સખી શરદ૦ ૨૩
શતતારકા વિદ્યુત્, સૂરજ, વિધુ[2], કિંકર જેના દીન રે;
નૂર હકીકી આતમ રાજે, આન વિનાશી ભાસ;
સતગરુ દેવા રે. —સખી શરદ૦ ૨૪
પૂર્વાભાદ્રપદા વશ થાએ, ભાવભક્તિથી દેવ રે;
લૂખી ભક્તિ કામ ન આવે, દેવ ન મૂઢ ગમાર;
અંતર [3]પ્રીછે રે. —સખી શરદ૦ ૨૫
ઉત્તરાભાદ્રપદા ગુરુ દેવે, એક ભક્તિ પર[4] જેની રે;
તે સમજે, નર આન ન બૂઝે; ચૂંથે શાસ્ત્ર હજાર;
પંડિત નવ પામે. —સખી શરદ૦ ૨૬
રેવતી રામ જહાં વિલસે ત્યાં કામ ન નજરે આવે રે;
કામરાજ ત્યાં રામ ન દિસે, સાથ ન તમ[5]પરકાશ;
નિશ્ચે જાણો રે. —સખી શરદ૦ ૨૭
સત્તાવીશ નક્ષત્ર[6] તણી આ માળા ગૂંથી [7]'રંગે' રે
ધારો સહિયર કંઠ ઉમંગે, આભૂષણ[8] એ સાર;
જય જય જગ થાશે. —સખી શરદ૦ ૨૮

૭૬

( સહિયર આવો રે—એ રાહ )

આખર ખોટી રે, માનવી, ભજી લે જગકરતાર;
કરુણા [9]નાવે રે, જમને, મારે અતિશે માર.—આખર૦ ૧
ધન સુત દારા રે, બંગલા, રહે સહુ ત્યાંનું ત્યાંય;
જાતું એકલ રે, જીવડા, બેલી કોઈ ન થાય.—આખર. ૨

૧. હતું ન હતું થઈ જાય. ૨. ચંદ્ર. ૩. જાણે; પિછાને. ૪. સર્વશ્રેષ્ઠ. ૫. અંધકાર. ૬. નક્ષત્ર. (!) નક્ષત્રો (!!) મોતી. ૭. ઈશ્વરી પ્રેમરૂપ રંગથી. ૮. ઘરેણાં. ૯. ન આવે.

સગપણ સાચું રે, સંતનું, જેથી સુધરે કાજ;
ભાન સ્વરૂપનું રે, થાય જો, જીવતાં કરી લે રાજ.—આખર૦ ૩
દેહ ધરીને રે, ના ભજ્યા, પ્રીતમ પ્રાણુાધાર;
અંત અંધારૂં રે, પ્રાણિયા, ચોદિશ કાં ભટકાય?—આખર૦ ૪
પોથાં થોથાં રે, પંડિતા, કામ ન આવે લગાર;
ભણતર ખોટું રે, માટીનું, માને મોટું ગમાર.—આખર૦ ૫
હું હું કરતો રે, કાં ભમે? હુંનું મૂળ વિચાર;
શબ્દાતીત રે, શામળીયો, શાસ્ત્રે [1]નાવે પાર.—આખર૦ ૬
લક્ષ લહીને રે, જે રહે, સમજે સઘળો સાર;
સદ્‌ગુરુ સાને રે, જે ગ્રહે, જામે 'રંગ' અપાર.—આખર૦ ૭

૭૭

હરિગુણ ગાઓ રે, પ્રીતથી, થાશે બેડો પાર;
નહિ તો રોશો રે, આખરે, પડશે જમનો માર.—હરિગુણ૦ ૧
ચાર દિવસનું રે, ચાંદણું, ધન જોબન અધિકાર;
મૂળ વિચારો રે, મૂળથી, નાહક થાશો ખ્વાર.—હરિગુણ૦ ૨
પોથાં મૂકી રે, પંડિતો, કરો પંડવિચાર;
અક્ષર આદ્યો રે, એ વસે, ખોલો અંતરદ્વાર.—હરિગુણ૦ ૩
ચરણ તળાંસો રે, સંતનાં, દેશે સાને જ્ઞાન;
આપ ભૂલાતાં રે, આતમનાં, થાશે હૃદયે ભાન.—હરિગુણ૦ ૪
[2]રામા મૂકી રે, રામનું, લેવું નિશદિન નામ;
અક્ષર ફોડી રે, અંતરે, જોવું અક્ષર[2] ધામ. —હરિગુણ૦ ૫

---

૧. ન આવે. ૨. સ્ત્રી. ભજન પુરુષને ઉદ્દેશીને લખાએલું છે, એટલે સ્ત્રી-ચિંતનના ત્યાગની વાત છે; બાકી, જેવી રીતે પુરુષસાધકને સ્ત્રીવિષયનું ચિંતન અકલ્યાણકારક ને સાધનામાં વિઘ્ન લાવનાર હોવાથી ત્યાજ્ય છે તેવીજ રીતે સ્ત્રીસાધકને માટે પુરુષવિષયનું ચિંતન પણ સર્વથા ત્યાજ્ય છે. અહીંયાં સ્ત્રી શબ્દ કામવાસનાનો નિદર્શક છે; એમાં માત્ર સ્ત્રીજાતિ પ્રત્યે કટાક્ષ જેવું નથી. ૨. પરમાત્માનું અવિનાશી સ્વરૂપ.

નિશ્ચય-નાવે રે, જો ચઢે, શ્રદ્ધા શઢ ફેલાય;
સુરતસુકાને રે, ફાક દી, ભવસાગર તરાય. —હરિગુણ૦ ૬
દેહ ભૂલીને રે, દેવને, ભજતાં દેવ થવાય;
દેહે દેવ રે, દેખતાં, આપ વિદેહી થાય; —હરિગુણ૦ ૭
ગુણગુણ કરતાં રે, ભૃંગ જો, થાય અગુણ અવાક્;
પર રસ પેખી રે, ત્યાં ઠરે, ભૂલે સઘળો થાક.—હરિગુણ૦ ૮
જુગતે જાણે રે, જોગીઓ, વિરલો પામે પાર;
અંદર ભાળે રે, આપથી, જામે 'રંગ' અપાર.—હરિગુણ૦ ૯

## ૭૮

પ્રભુનો મારગ રે, શૂરાનો, કાયરનું નહિ કામ;
દેખી ભાગે રે, ભીરુઓ,[1] અધવચ હારે હામ.[2] —પ્રભુનો૦ ૧
ભક્તિ ભભૂકે રે, અંતરે, ભવભીતિ સહુ જાય;
અર્ક ઉદેતાં રે, અંતમાં, તમ તે કયમ દેખાય? —પ્રભુનો૦ ૨
મસ્તક મૂકી રે, માનવી, લેવું હરિનું નામ;
[3]સ્વાંગ સતીનો રે, જે સજે, ત્યજે જીવનના[4]કામ —પ્રભુનો૦ ૩
ડગલે ડગલે રે, ડુંગરા, ચઢવા મેરુપ્રાય[5];
કંટક શૂળો રે, દેહમાં, ક્ષણ ક્ષણ ત્યાં ભોંકાય! —પ્રભુનો૦ ૪
ભૂત ભમે છે રે, ચોદિશે, ડાકુ ચોર અપાર;
વનવગડાની રે, વાટડી, વનચર ખાવા ધાય! —પ્રભુનો૦ ૫
પાણી મૂક્યું રે, કુલશીલે, છોડી લાજ ને માઝ;
નાચ્યું ઉમંગે રે, માંડવે, પહેરી અમૃત-તાજ!! —પ્રભુનો૦ ૬
દુર્જન દાઝે રે, દેખતાં, કરડે પોચ્યાં હાથ;
અંત બળીને રે, થાકતાં, છેડે આડી વાત! —પ્રભુનો૦ ૭
અવળી વાતે રે, ના મૂકે, વીર ટેક લવમાત્ર[6];
તૃણ નવ ભક્ષે રે, કેસરી, ભલે ટૂટતાં ગાત્ર. —પ્રભુનો૦ ૮

---

૧. કાયર માણસો. ૨. હિંમત. ૩. પોષાક; શણગાર. ૪. જીવ બચાવવાની ક્ષુદ્ર ઇચ્છા. ૫. મોટા મેરુ પ્હાડ જેવા. ૬. જરાએ.

નિશ્ચયનાવે રે, જે ચઢે, થાએ બેડો પાર;
અધવધરાનું રે, ના ચલે, ઉભયભ્રષ્ટ થઇ જાય.—પ્રભુનો૦ ૯
કુલટાશાપે રે, ના તજે, પ્રમદા પતિનો સાથ;
જ્યોતિ જાગે રે, પ્રેમની, બાળે પાપસંઘાત.[1].—પ્રભુનો૦ ૧૦
આપ પરાયું રે, જ્યાં શમે, ઝેરવેરની જાત;
વાતો ટાઢી રે, કાલની, અર્કે[2] ક્યાંથી રાત?—પ્રભુનો૦ ૧૧
તેજે તેજ રે, એકરસ, દુખ અંધારૂં જાય;
જેને વીતી રે, તેજ લહે, 'રંગ' કેમ શું થાય!!–પ્રભુનો૦ ૧૨

૭૬

સગપણ સાચું રે, શીલનું, જેથી રીઝે શ્યામ;
અવર ઉપાસન રે, મેલનું, જેથી ખીજે રામ.—સગપણ૦ ૧
વિષયકથાએ રે, કાંનુડો, કદીએ નાવે હાથ;
બાવળ વાવ્યે રે, કારમા, કંટક વાગે હાથ. —સગપણ૦ ૨
[3]શમદમ સાથે રે, પ્રીતડી, કરીએ ચતુર સુજાણ;
પર ઉપકારે રે, દેહડી, પાથરીએ નિશદિન પ્રાણ.—સગપણ૦ ૩
નરક તણાં છે રે, બારણાં, કામ ક્રોધ ને લોભ;
દાન દયાથી રે, દમમાં, દમીએ મનનો ક્ષોભ. —સગપણ૦ ૪
ચોરી ચાડી રે, ના કરે, ઢાંકે દોષ જે આન;
નિંદા ત્યાગે રે, નારકી, પોષે સદ્‌ગુણ ખાણ. —સગપણ૦ ૫
હિંસા મનથી રે, ના કરે, દેહવેણથી અન્ય;
ખૂરૂં ભાખે રે, ના કદી, જીવતર તેનું ધન્ય. —સગપણ૦ ૬
તપસંતોષે રે, જે રહે, મુખમાં હરિનું નામ;
નિદ્રાસ્વપ્ને રે, ના શમે, ચિંતે હરિનું ધામ[4]. —સગપણ૦ ૭
પ્રભુની લીલા રે, સાંભળે. ગાએ હરિજશગાન;
સજ્જન સેવે રે, ભાવથી, ઉર નાણે[5] અભિમાન. સગપણ૦ ૮
જન્મમરણની રે, ચક્કીમાં, પીસે નિશદિન કાળ;
કોક કરોડે રે, ઊગરે, વિરલો સદ્‌ગુરુબાળ.[6] —સગપણ૦ ૯

---

૧. પાપસમૂહ. ૨. સૂર્યમાં. ૩. મનોનિગ્રહ તે શમ; અને ઇંદ્રિયનિગ્રહ તે દમ. ૪. સ્વરૂપ. ૫. ન આણે. ૬. જેના ઉપર સદ્‌ગુરુનો પંજો પડેલો છે તેવો.

મનને મારી રે, જે મરે, ફરી ફરી મરવું જાય;
એ વિણુ મુક્તિ રે, ના મળે, છો કર કોટિ ઉપાય!—સગપણ૦૧૦
જ્ઞાનવિરાગે રે, જે લહે, વિંધે નામનિશાન;
નામી માંહે રે, દેવ દિસે, ભૂલે દેહનું ભાન!!—સગપણ૦ ૧૧
અક્ષર અળગો રે, 'રંગ' એ, અંતરમાં નિઃસંગ;
જાણી જાગે રે, જોગીઓ, ભવભય થાએ ભંગ!!—સગપણ૦૧૨

૮૦

હરિજન આવો રે, હેતથી, ધરીએ હરિનું ધ્યાન;
ગુણીજન ગાઓ રે, પ્રીતથી, હરિજશ નિર્મળ ગાન.—હરિજન૦ ૧
ચાર દિવસનું રે, ચાંદણું, જીવન ક્ષણભંગુર;
વિજળી ઝબૂકે રે, આભમાં, જોબન વારિપૂર. —હરિજન૦ ૨
ધન પદમાટી રે, માનવી, ખરતાં ન લાગે વાર;
ક્ષણુ ક્ષણુ ભક્ષે રે, જીંદગી, ઓથે રહીને કાળ. —હરિજન૦ ૩
મનની મનમાં રે, રહી જશે, જીવતાં ન જાણ્યા મહેશ;
આખર અંધારૂં રે, થઇ જશે, કાળ ઝાલશે કેશ.—હરિજન૦ ૪
ભજન કરી લે રે, ભાવથી, જ્યાં લગી શ્વાસોચ્છ્વાસ;
જીવ મુસાફર રે, જગતમાં, આખર કોઇ ન પાસ!—હરિજન૦ ૫
કર્મ સંગાતે રે, જીવડા, જાવું જમદરબાર;
લાડી વાડી રે, ગાડીઓ, કામ ન આવે લગાર. —હરિજન૦ ૬
જીવતાં જાણી લે, તે તરે, બીજા ખત્તા ખાય;
મરણસમોએ રે, માનવી, દુષ્કૃત ખાવા ધાય. —હરિજન૦ ૭
સંતસમાગમ રે, જો કરે, સુઝે સવળો પંથ;
કર્માતીત રે, તો લહે, લક્ષે આવે કંથ. —હરિજન૦ ૮
વ્રત જપ તીરથ રે, તે સમે, કોઇ ન ઝાલે બાંહ્ય;
કાયા ધોઇ રે, અમૃતે, અંતર્મેલ કયમ જાય?—હરિજન૦ ૯
જ્ઞાનસરિતા રે, નિર્મલા, સ્નાને મુક્તિ થાય;
શમદમઘાટે રે, જો ચઢે, 'રંગ' નાથ દરસાય.—હરિજન૦ ૧૦

## ૮૧

પશ્ચિમ વાની રે, વાદળી, ઝેરી બરખા થાય;
સદ્‌ગુણ ખેત રે, ખેરવી, વેલો ખાવા ધાય !—પશ્ચિમ૦ ૧
ચાર ચક્ષુએ રે, ના જડે, જગજીવન અમાપ;
અંદર ઓપે રે, આતમા, થાય અજંપા જાપ.—પશ્ચિમ૦ ૨
એમાં શું શું રે, એમ વદે, નાસ્તિક એ બકવાદ;
કંઠે પ્રાણ રે, આવતાં, કોણ સૂણશે સાદ ? —પશ્ચિમ૦ ૩
માન મૂકીને રે, માનવી, સંતચરણ પ્રણામ;
સેવા અદકી રે, જો કરે, આવે આપની ફ્રામ.—પશ્ચિમ૦ ૪
ભાગે ભીતિ રે, મોતની, જમડાં નાસી જાય;
જાગે જ્યોતિ રે, અંતરે, મુક્તિમેવા ખાય. —પશ્ચિમ૦ ૫
શ્રદ્ધાસીડી રે, જો ચઢે, શૂન્ય માનસર ન્હાય;
મુક્તા ભાખે રે, હંસલા, વાયસ વિષ્ઠા ખાય !!—પશ્ચિમ૦ ૬
પરની પડતી રે, મેલીને, આપ હિસાબ તપાસ;
દેવું ચૂકે રે, દાનથી, લક્ષ્મી આવે પાસ ! —પશ્ચિમ૦ ૭
આઘો દિસે રે, અજ્ઞને, પાસે પુણ્યપ્રકાશ;
દ્રષ્ટે નાવે રે, અંધને, અટવાએ ચારે પાસ ! —પશ્ચિમ૦ ૮
લાખ અનુભવ રે, અંધના, એ સહુ આખર રાખ;
ક્ષણમાં દેખે રે, દેખતો, બીજા થાશે ખાખ !!—પશ્ચિમ૦ ૯
રાખ લંગોટી રે, લાખ છે, લાખો રાખ સમાન;
બંદર નાચે રે, બંદરે, મૂઠી ચણક પ્રમાણ !—પશ્ચિમ૦ ૧૦
ઉપર ટોપી રે, તંગડી, માંહે જૂની ખાણ;
ગાલ બજાવે રે, ગોરીલો, સમજે ચતુર સુજાણ !—પશ્ચિમ૦ ૧૧
મુસ્તક મૂકી રે, મારુતે, સેવ્યા રામ [1]રહીમ;
ઘરઘર પૂજે રે, 'રંગ' એ, હનુમાન બલભીમ !—પશ્ચિમ૦ ૧૨

---

૧. દયાળુ.

૮૨

( હું તો વરી છું નકલંકી નાથને રે—એ રાહ )

[1]હું તો નમું છું અનસૂયાસુતને રે;
નાથ દત્ત દિગંબર અવધૂતને રે ! ટેક૦
ઘટઘટમાં તે દેવ બિરાજે રે;
અત્રિઋષિનું તપ એ તો રાજે રે.—હું તો૦ ૧
પ્રેમરંગે તે વસ્તર રંગે રે;
ભગવો ભેખ માયાનટી સંગે રે. —હું તો૦ ૨
વ્હાલે સહ્યાદ્રિશિખરે વાસો રે;
કીધો ઔદુંબર તળે ખાસો રે. —હું તો૦ ૩
પાસે ઉભી કપિલા ધેનુ રે;
શ્વાન ભસે વગાડે સોહં વેણુ રે. —હું તો૦ ૪
માલા કમંડલુ કર સોહે રે;
શૂલ ડમરુ વગાડી જગ મોહે રે. —હું તો૦ ૫
ભૂરી ભૂરી શિર જટા દીપે રે;
દેખી આંખ તણી પ્યાસ છીપે રે. —હું તો૦ ૬
વ્હાલો માહૂરગઢમાં સૂતો રે;
વ્હાણે ગંગાજળે નિત ન્હાતો રે. —હું તો૦ ૭
સાથે સંતમહંતનું ટોળું રે;
નાસે પવનગતે ક્યમ ખોળું રે ? —હું તો૦ ૮
કુરુક્ષેત્રે તે આચમન કરતો રે;
[2]ગાંધર્વનગરે તે હરિ ધ્યાન ધરતો રે.—હું તો૦ ૯
ધૂતપાપેશ્વરે ભસ્મી ધારે રે;
કરહાટે પ્રાતઃસંધ્યા કારે રે. —હું તો૦ ૧૦

---

૧. આમાં ભગવાનના દત્તાત્રેયાવતારની નિત્યચર્યા વગેરેનું વર્ણન છે. આમાં અને આ પછીની ગરબીમાં વર્ણવેલી લીલા વિષે વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે **દત્તપુરાણ, ગુરુચરિત્ર** વ. સંસ્કૃત મરાઠી ગ્રંથો જોવા.

૨. (!) ગાણુગાપુર (!!) ગિરનાર.

ભિક્ષાઝોળી ખભે શ્રુતિ ગાવે રે;
　　કોલ્હાપુરે અલખ જગાવે રે. —હું તો૦ ૧૧
પંઢરપુરે તે તિલક લગાડે રે;
　　પાંચાલપુરે ભોજન કરે કોડે રે. —હું તો૦ ૧૨
તુંગભદ્રામાં જળપાન કરતો રે;
　　બદરીનારાયણે કથા સૂણતો રે. —હું તો૦ ૧૩
રૈવતગિરિ પર વિશ્રાંતિ રે;
　　સાયંસંધ્યા પશ્ચિમાબ્ધિ થાતી રે.—હું તો૦ ૧૪
વ્હાલો બાળકની ગોડે ખેલે રે;
　　નિજાનંદમાં મસ્ત થઇ ડોલે રે. —હું તો૦ ૧૫
વ્હાલે જોગની તે દીક્ષા લીધી રે;
　　સહસ્રાર્જુનને મુક્તિ દીધી રે. —હું તો૦ ૧૬
વ્હાલે પ્રલ્હાદને જ્ઞાન તે દીધું રે;
　　રાજ અલર્કનું કામ કીધું રે. —હું તો૦ ૧૭
વ્હાલે ઇંદ્ર તણી લાજ રાખી રે;
　　ગુણ ગાતાં શેષજીભ થાકી રે. —હું તો૦ ૧૮
વ્હાલો ભાવ તણો એક ભૂખ્યો રે;
　　'રંગ' પ્રેમ જોઇ તૂર્ત ઝૂકયો રે!!—હું તો૦ ૧૯

૮૩

હું તો વરી છું શ્રીપાદયતિને રે;
　　નાથ નૃસિંહસરસ્વતી પતિને રે; —ટેક.
વ્હાલે વિધવિધ લીલા કીધી રે;
　　હીનદીનોને મુક્તિ દીધી રે. —હું તો વરી૦ ૧
વ્હાલો ધોબીનો ભાવ જોઈ રીઝયો રે;
　　રાજ આપીને ખુશ કરી ભેજ્યો રે.—હું તો વરી૦ ૨
બાધા રાખીને શેઠ એક નિસર્યો રે;
　　ધન ચોગણું પામી નવ વિસર્યો રે. —હું તો વરી૦ ૩

વાટે ચોરોએ વધતાં, પ્રગટયો રે;
મારી ચોરોને ભક્ત ઊઠવીયો રે. —હું તો વરી૦ ૪
શૂળ થકી દ્વિજ એક તડફડતો રે;
અન્નગ્રાસ ન એકેય ખાઇ શકતો રે.—હું તો વરી૦ ૫
મ્હેર કીધી ને અન્નદવા દીધી રે;
દર્દ નાઠું એવી સુધ[1] લીધી રે. —હું તો વરી૦ ૬
અન્નપૂર્ણા પરે દયા કીધી રે;
વ્હાલે ઝાલરની શીંગો પ્રીતે ખાધી રે.—હું તો વરી૦ ૭
વેલ કાપીને વરદાન દીધું રે;
દળદર જન્મોજન્મનું હરી લીધું રે!—હું તો વરી૦ ૮
શિરોળગામની તે ભાવિક નારી રે;
મૃત પુત્ર જીવાડી વ્હાલે તારી રે. —હું તો વરી૦ ૯
વંધ્યા ભેંસ તણું દુધ પીધું રે;
મૂઢ બાળકને જ્ઞાન દીધું રે. —હું તો વરી૦ ૧૦
દ્વિજ વિદ્યામદે બહુ માત્યા રે;
દેશોદેશ કરી વાદ જીત્યા રે. —હું તો વરી૦ ૧૧
વ્હાલે હીનમુખે એ હરાવ્યા રે;
વેદવાદ કરાવી મદ ઉતાર્યા રે. —હું તો વરી૦ ૧૨
વિશ્વરૂપ બતાવી યતિ તાર્યો રે;
દાસ બન્યો ત્રિવિક્રમ હાર્યો રે. —હું તો વરી૦ ૧૩
માહૂરગઢની તે સતી એક નિસરી રે;
રોગી પતિ લઇ ઘર વિસરી રે. —હું તો વરી૦ ૧૪
વાટે મોત થતાં વ્હાલો ધાયો રે;
પતિ ઊઠાડી ભક્તમન ભાયો રે. —હું તો વરી૦ ૧૫
ત્રણ જણની રસોઈ વિપ્રે કીધી રે;
પ્રેમ દેખી વ્હાલે ભિક્ષા લીધી રે. —હું તો વરી. ૧૬

---

૧. સંભાળ.

વસ્ત્ર ઢાંકી હજારો જમાડયા રે;
લીલા કરીને નિંદક લજાવ્યા રે. —હું તો વરી૦ ૧૭
અહા ! વંધ્યા તણો ભાવ કેવો રે !
સાઠ વર્ષે કન્યાસુત લ્હાવો રે ! —હું તો વરી૦ ૧૮
આવી લીલા કંઇ કંઇ કીધી રે;
કોઢ મટાડી વિપ્રસુખ લીધી રે. —હું તો વરી૦ ૧૯
શુષ્ક કાષ્ઠે તે પલ્લવ આણ્યાં રે;
ભાવભૂખ્યા તે સદ્‌ગુરુ જાણ્યા રે.—હું તો વરી૦ ૨૦
નિમેષ મહીં તંતુકને રે,
શ્રીશૈલ્ય બતાવી હર્યું દુઃખને રે. —હું તો વરી૦ ૨૧
દિવાળીએ લીલા કીધી રે;
આઠ રૂપ ધરી ભિક્ષા લીધી રે. —હું તો વરી૦ ૨૨
ગાણુગાપુરનો તે ખેડુત તાર્યો રે;
પાક હજારો મણ ઉતાર્યો રે. —હું તો વરી૦ ૨૩
ઉચ્ચનીચનો ભેદ ન જાણ્યો રે;
એક મનનો તે ભાવ વખાણ્યો રે.—હું તો વરી૦ ૨૪
ચાર અઢાર ને છએ થાકે રે;
દેવ દાનવ કંપે ધાકે રે. —હું તો વરી૦ ૨૫
એક સેવા તણી હું તો ભૂખી રે;
સ્વર્ગસંપત્તિ એ વિણુ લૂખી રે. —હું તો વરી૦ ૨૬
દયા કરીને દીન ઉદ્ધારો રે;
મારા દોષ હજારો વિસારો રે. —હું તો વરી૦ ૨૭
તાલ બેતાલ કંઈ નવ જાણું રે;
વાંકુંચૂકું સ્વીકારો આ ગાણું રે. —હું તો વરી૦ ૨૮
મન થાકયું ને વાણી વિરામી રે;
'રંગ' રંગે તું ગુરુ લય પામી રે.—હું તો વરી૦ ૨૯

૮૪

તું તો દત્ત દિગંબર ભજને રે;
કૂડકપટ મનનાં સહુ તજને રે. —ટેક.
અવળી વાતે તે અવળું સૂઝે રે;
નામરસાયણે ઘા રૂઝે રે. —તું તો૦ ૧
[1]મિત ખાવું પીવું ને મિત સૂવું રે;
સૂર સાધીને હરિનામ લેવું રે. —તું તો૦ ૨
ઘટઘટમાં તે હંસલો બોલે રે;
મળે સાચા ગુરુ તો સાન ખોલે રે. —તું તો૦ ૩
ઉલટી સેર ગગનમાં ઉડતી રે;
મારી સર્વેને આપ વિરમતી રે. —તું તો૦ ૪
સૂતાં સૂતાં તે નિશદિન જાગે રે;
ઊંઘે જાગૃતિમાં નિંદ ભાગે રે. —તું તો૦ ૫
એક અખંડ વિજળી ઝબૂકે રે;
નેનનેમ સહુ ત્યાં ચૂકે રે. —તું તો૦ ૬
એવો 'રંગ' અલૌકિક જામે રે;
વણ જોયે ન પાર કો પામે રે! —તું તો૦ ૭
મૂકી આળસ સાધન કરવું રે;
મૂઆ પહેલાં તે જીવતાં મરવું રે!! —તું તો૦ ૮

૮૫

હું તો માગણ ગુરુધર દાસી રે;
એક સેવા તણી ઉપવાસી રે. ટેક૦
એંઠો ટૂકડો તે ગુરુ તમ આપો રે;
મારી જન્મોજનમની ભૂખ કાપો રે. —હું તો૦ ૧
વ્હાલા વરી છું તમારા નામને રે;
શું કરૂં આ દામ ને ચામને રે. —હું તો૦ ૨

૧. પ્રમાણસર.

ખાનપાનમાં ચિત નવ ઠરતું રે;
 જ્ઞાનુંમાનું એ નિશદિન રડતું રે. —હું તો૦ ૩
પ્રેમજળે તે પગ તમ ધોઉં રે;
 મેલ અંતરનો નિજ ખોઉં રે. —હું તો૦ ૪
કાયા બાળીને દીપ જલાવું રે;
 તેજે તેજ થઇ નિત રહેવું રે. —હું તો૦ ૫
ભોગ રમકડાં નવ ગમતાં રે;
 દેખી વિષયીજનો મન હસતાં રે. —હું તો૦ ૬
નામરૂપપસારો ત્યાગી રે;
 ગુરુશબ્દ થકો હું તો જાગી રે. —હું તો૦ ૭
એકવીતી ન બીજો જાણે રે;
 'રંગ' મૌન ગ્રહી મોજ માણે રે! —હું તો૦ ૮

૯૬

(મન તું શીદને ચિંતા કરે—એ રાહ)

સૂતો શું તાણીને સોડ? આખર ઉડશે સઘળા કોડ.—ટેક.
ભાવ થકી ભગવાન ભજ્યા ના, ભોજનભક્તિ કીધી;
દેહ—દેવ પૂજ્યા બહુ કોડે, ભ્રાંતિ શુક્તિ[૧] કર લીધી. —સૂતો૦ ૧
'યદ્દષ્ટં તન્નષ્ટં' શ્રુતિનો ના સૂણ્યો ટંકાર;
અહંકાર આડે ઊભો જ્યાં, આખર પડશે માર. —સૂતો૦ ૨
પાંચ કોટની અંદર ઓપે, આત્મગાજદરબાર;
ચૌદ માળની ઉપર બેઠો, શૂન્ય તણો સરદાર. —સૂતો૦ ૩
વચમાં [૨]ગહરાં પાણી જલચર ફાડી ખાવા ધાય;
[૩]તારો અંદર અતિ ગભરાએ આન ગતિ શી થાય?—સૂતો૦ ૪
બૂડતાની બાંહે વળગીને, બૂડે મૂઢ ગમાર;
ભેદુ મરમી પાર ઉતારે, પલક ન લાગે વાર. —સૂતો૦ ૫
નીતિનાવડે ચઢજે પ્રાણી, સદ્ગુરુ નાવિક[૪] સાર;
પ્રેમભરતીમાં વહેતું મૂકી, થા 'રંગ' ભવપાર. —સૂતો૦ ૬

---

૧. છીપોલી. ૨. ઊંડાં. ૩. સારો તરનાર. ૪. ખલાસી.

## ૮૭

ધાર્યું ધરણીધરનું થાય; મૂરખ, કાં મન તું પસ્તાય? —ટેક.
એક શ્વાસથી જગ નિપજાવે, અંતે સહુ લય થાય;
અણુ [1]રેણુમા વ્યાપી સઘળે, સચ્ચિત્સુખ સોહાય. —ધાર્યું૦ ૧
ચંદા સૂરજ પહેરો ભરતા, રાતદિવસ નિર્માન[2];
ધરતીમાતા દૂઝે વિધવિધ, ઋતુકાળસમ જાણ. —ધાર્યું૦ ૨
મેઘ વરસતો અમૃતવૃષ્ટિ, ચાતક મન હરખાય;
[3]સ્વાતીઋક્ષે મોતી પાકે, કામ અનેરાં થાય. —ધાર્યું૦ ૩
ધાર્યું થાએ તુજથી જીવડા, કાં ન કરે તું રાજ?
અભિમાન રાખી મૂરખ મન, કાં વણસાડે કાજ? —ધાર્યું૦ ૪
એક સળી ના ઊઠે તુજથી, વૃથા કરે ગુમાન;
શરણ ગહે[4] સાહેબનું મનથી, તો દુખ થાશે હાન[5]. —ધાર્યું૦ ૫
તુજને તુજનો પંડ પ્રાણિયા, એ સહુ જગનો બાપ;
અકળ કળા કર્તાની, કાઢે કોણ એહનું માપ? —ધાર્યું૦ ૬
યોગ્ય સમે સહુ આવી મળતું, જેહ જેહને ભાગ;
વણમાગ્યે દુખ સુખ પણ પામે, હંસ મોતી વિટ્[6] કાગ.—ધાર્યું૦ ૭
દેહભરોંસો છોડી પ્રાણી, દેવભરોંસો રાખ;
અવિચળ આતમ ઓળખ હેડે, 'રંગ' અમીરસ ચાખ.—ધાર્યું૦ ૮

## ૮૮

ભજો શું મૂરખ ભૂત અનેક? ઈશ્વર છે સઘળે એ એક. —ટેક૦
પાણી અંબુ જલ વારિ આપમાં, નામ વિના નહિ ભેદ;
[7]બાષ્પ બરફ રૂપે જૂદાં પણ, અંત વારિ સહુ એક. —ભજો૦ ૧
શ્યામ કોલસો મેલો દિસે, હીરો ઝગઝગ તેજ;
રાગદ્વેષથી જગત નચાવે, તત્ત્વ એહનું એજ. —ભજો૦ ૨

---

૧. રજકણ. ૨. નિરભિમાન. ૩. સ્વાતી નક્ષત્રમાં. ૪. ગ્રહ. ૫. નષ્ટ.
૬. વિષ્ઠા. ૭. વરાળ.

સ્ત્રી પુમાન નપુંસક કહાવે, દેવી દેવ પરબ્રહ્મ;
[1]લિંગ થકી લિંગી જુદો એ, સચ્ચિદ્રૂપે ઓમ્. —ભજો૦ ૩
નામરૂપનો સકલ પસારો, માયાનો દરબાર;
માયી દરબારી ન્યારો છે, ખેલે અંદર બહાર. —ભજો૦ ૪
આદિઅંતમાં [2]અર્ક બિરાજે, મધ્યે મૃગજલ તૂત;
દેખી મૃગલાં દોડે અંધાં, જ્ઞાની પરખે ભૂત. —ભજો૦ ૫
ખેલ સમેટે આપ ખેલાડી, ખેલે ઇચ્છાસાર;
'રંગ' નાટકી નટવર ખેલે, નામ રૂપ મોઝાર. —ભજો૦ ૬

૮૯

(ઓ મન ભમરા—એ રાગ)

મન મૂઢ અજાણ! ફાંફાં કાં મારે છે અમથાં આભમાં?
વળ મૂળ નિશાન, જેણે રે સંરક્ષણ કીધું ગાભમાં. —ટેક૦
પળપળમાં જાય કહાં દોડી, શરણું ભગવંત તણું છોડી?
આખર નાવે ફૂટી કોડી. —મન મૂઢ૦ ૧
અમૃત કીધું દેવો કાજે, સ્તન દૂધ ભર્યું બાળક કાજે;
ફળ ફૂલ અન્ન પૃથ્વી રાજે.[3] —મન મૂઢ૦ ૨
ખડતૃણથી પશુને સંતોષે, કીડી કણ મણ હાથી પોષે;
ભજશે ના તે આખર રોશે. —મન મૂઢ૦ ૩
દિવસે પ્રગટે ભાનુદેવા, રાતે શશીતારકની સેવા;
ઋતુઓ અરપે વિધવિધ મેવા. —મન મૂઢ૦ ૪
સાગરમાં ભરતી લાવે છે, વાદળથી જળ વરસાવે છે;
આકાશે ચાપ[4] ચઢાવે છે. —મન મૂઢ૦ ૫
લખ ચોરાશી જાતિ કીધી, કળ કર્મ તણે હસ્તક દીધી;
વિધવિધતામાં ન કમી કીધી. —મન મૂઢ૦ ૬
જે ઘટ ઘટ માંહી બોલે છે, બાજીગર અળગો ખેલે છે;
જે જાણે તે 'રંગ'[5] રેલે છે. —મન મૂઢ૦ ૭

---

૧. (i) જાતિ; (ii) ચિન્હ. ૨. સૂર્ય. ૩. શોભે. ૪. ધનુષ. ૫. આનંદ લૂંટે છે.

૯૦

મન મર્કટ રે! કેમ ભમે છે નિત નિત નૂતન[1] ડાળીએ ?
સુખસમણું રે, લેશ ન એમાં, કળથી અંદર ભાળીએ. —ટેક.
જેમ જેમ રમાડું હું તુજને, તેમ તેમ પછાડે તું મુજને;
ફટ ફટ રે ન-ગણુા[2] ફટ તુજને! —મન મર્કટ૦ ૧
વિશ્વતણી આ વાડી રૂપાળી, ફળપુષ્પોથી સભર નિહાળી;
ભાન ગયો તું છેક જ ભૂલી. —મન મર્કટ૦ ૨
ઉપરથી અમૃતસમ ઓપે, માંહે ઝેર હલાહલ દીપે;
હાથે કંટકબીજ કયમ રોપે ? —મન મર્કટ૦ ૩
વન છોડી વનમાળી ઢૂંડે, જે માગે તે આપે મોઢે;
ચઢ નિષ્કામ તણે વરઘોડે. —મન મર્કટ૦ ૪
કામકિરાતે[3] જાળ બિછાવી, મૂઢ તને એ અતિ મન ભાવી;
કાં હાથે હીરાકણી ખાવી ? —મન મર્કટ૦ ૫
શી રીતે તુજને સમજાવું ? વિષય કેફ હા! કેમ ભૂલાવું ?
દિવ્ય ઔષધિ કયાંથી લાવું ? —મન મર્કટ૦ ૬
જ્ઞાનસુધારસ બુંદ પીએ જો, મોહ ધૂંધ ક્ષણમાં નિસરે તો;
મર્કટ [4]મોહન 'રંગ' બને તો !! —મન મર્કટ૦ ૭

૯૧

મન [5]મરજીવા! છે મોતી અમુલખ એક અંતર સાગરે;
એ રસ પીવા, ગહ સદ્‌ગુરુની બાંહ્ય આ ભવસાગરે. —ટેક.
જ્યાં આપ તણું બળ નવ ચાલે, એ વિણ પત્તું તૃણ નવ હાલે;
આખર જમ કેશ સહી ઝાલે. —મન મરજીવા૦ ૧
ગુરુજ્ઞાનઘટા ગહરી છાઇ, [6]આંધી અજ્ઞાન તણી ધાઈ;
[7]ધર્મામૃતમેઘઝડી આઇ. —મન મરજીવા૦ ૨

---

૧. નવી. ૨. ગુણ ભૂલી જનાર; કૃતઘ્ન. ૩. પારધી. ૪. પરમાત્મસ્વરૂપ. ૫. જીવને જોખમે મોતી કાઢનાર. ૬. ધૂમસ. ૭. સમાધિકાળમાં ચાલતો આત્માકાર વૃત્તિનો અખંડ પ્રવાહ.

મન છીપ મહીં બિંદુ પડીયું, સત્ત્વામૃત સ્વાતી જઈ ઠરીયું;
પાણી અમુલખ ત્યાં તો ચઢીયું. —મન મરજીવા૦ ૩
સહુ દ્વાર યુક્તિથી બંધ કરી, દશમે જઈ પ્રાણ વસેજ ઠરી;
મારે ડુબકી હરિનામ સ્મરી. —મન મરજીવા૦ ૪
ત્યાં કાયરનું નવ કામ જરી, નુગરો જાએ ક્ષણમાંજ મરી;
કોઇ એક કરોડે જાય તરી. —મન મરજીવા૦ ૫
તનુ [1]વર્મ શીલનું દઢ ધરી, [2]ઊર્મિની હેઠે જાય ફરી;
દેખે એ [3]મુકતા 'રંગ' હરિ. —મન મરજીવા૦ ૬

૯૨

સુણ ચતુર સુજાણ! વાતલડી કહું છું રે તુજને મીઠડી;
ઉર ઉદિયો ભાણ, તેજ ન માએ અંતર સ્વરની વાટડી. —ટેક.
જે આંખ મીંચીને દેખે છે, તે ઝગમગ જ્યોત વિલોકે છે;
દગ્ દુરબીન ત્યાં તો થાકે છે. —સુણ૦ ૧
ત્યાં વિદ્યુત્ લેશ ઝબૂકે ના, સુર તારક ચંદ્ર પ્રકાશે ના;
અગ્નિ અણુ મારગ કાપે ના. —સુણ૦ ૨
અજ્ઞાની ઉલ્લૂની પેરે, પરણે જઇને [4]તમની વેરે;
અટવાએ [5]અટવીને ફેરે. —સુણ૦ ૩
જે દેહ મૂકીને દોડે છે, અભ્યંતર મુખને [6]મોડે છે;
ભવબંધન તે નર તોડે છે. —સુણ૦ ૪
છોડી ગુણ આકૃતિ જઇ મળીયું, અગ્નિમાં કાષ્ઠ જઇ ભળીયું;
તેજે જઇ તેજ થઈ રહીયું. —સુણ૦ ૫
[7]સાતે જઇ [8]સવિતામાં મળતા, સહુ 'રંગ' એકમાં જઇ ભળતા;
જ્યાં એક અનેક સૂરો શમતા. —સુણ૦ ૬

---

૧. બખ્તર. ૨. (i) પાણીનાં મોજાં (ii) મનના સંકલ્પ વિકલ્પાત્મક તરંગો. ૩. મોતી. ૪. અંધકાર. ૫. (જન્મમરણરૂપી) જંગલ. ૬. ફેરવે છે. ૭. મેઘધનુષના સાત રંગો. ૮. સૂર્યમાં.

૯૩

( બોલ મા બોલ મા બોલ મા રે—એ રાહ )

છેડ મા છેડ મા છેડ મા રે, વાત બ્રહ્મ વિના બીજી છેડ મા.—ટેક.
મેવા મિઠાઈ મીઠાં ત્યજીને, ગંધાતી વિષ્ઠા હેડ[1] મા રે.—વાત૦ ૧
દરાખ દાડમ કેળ ત્યજીને, કડવાં તે કેરાં વેડ[2] મા રે.—વાત૦ ૨
ચંદન કલ્પદ્રુમ ઉખેડી, કાંટાને પાણી રેડ મા રે.—વાત૦ ૩
'રંગ' બજારે ફાંફાં નકામાં, બાળમુકુંદ તારી કેડમાં રે.—વાત૦ ૪

૯૪

ઘરની ઘરની ઘરની રે, મૂળ શોધ કરો અસલી ઘરની.—ટેક.
સ્વમાની માયા સઘળે વિસ્તારી, જૂઠી બાજી બાજીગરની રે.—મૂળ૦ ૧
ચૌદ બ્રહ્માંડની વાતો કરે પણ, ખબર નહિ નિજ ઘરની રે.—મૂળ૦ ૨
જો જો આંગણીયે ઐરાવત બાંધ્યો, કરે પંચાત કાં [3]ખરની રે ?—મૂળ૦ ૩
રાજાની રાણી ભીખ સહે કાં ? તું તો રાણી વિશ્વંભરની રે.—મૂળ૦ ૪
જ્યાં દેખે ત્યાં રાજ તિહારૂં, વાત પછી ક્યાં 'રંગ' ડરની રે?—મૂળ૦ ૫

૯૫

( વૈષ્ણવજન તો—એ રાહ )

નામ સુધારસ જે જન ચાખે, કાળ ન આવે પાસે રે;
સૂરજનું અજવાળું થાતાં, ઝટ અંધારૂં નાસે રે. —ટેક.
ખટરસ સેવી ખટને પોષે, અંતે રડી રડી મરતા રે;
ભજન સુધારસ આનંદ આપે, સહુ દુખ એ છે હરતા રે.—નામ૦ ૧
સંતમહંતનું જીવન એ છે, દુખિયાંનો વિસામો રે;
ભવરોગીનું ઓસડ મોંઘું, કિમીયો કિમતી જાણો રે.—નામ૦ ૨
જે પીએ તે ફરી નવ આવે, બીજું કંઇ નવ ભાવે રે;
દુનિયામાં દુનિયાથી ન્યારો, કો તોલે નવ આવે રે—નામ૦ ૩
શોક મોહ સંતાઈ જાતાં, આનંદ અર્ણવ રેલે રે;
આપ મહીં સમરસ થઇ સાધુ, આપ વિષે નિત ખેલે રે.—નામ૦ ૪

---

૧. ઉઠાવવું ( નિમાડી શબ્દ છે ). ૨. વીણવું. ૩. ગધેડો.

એ લજ્જત સનકાદિક જાણે, જાણે નારદ જોગી રે;
શુક ઉદ્ધવ તુંબર ઋષિ જાણે, શિવ કૈલાસે ભોગી રે.—નામ૦ ૫
[1]વ્રજવનિતા વર[2] રસ એ જાણે, [3]રસવંતી કો જોગણ રે;
'રંગ' અભાગી મટકાં મારે, દ્વારે પ્રભુ તુજ માગણ રે.—નામ૦ ૬

૯૬

જ્ઞાનઘટા ઝુકી આઇ, ચિદાકાશે, સંતો ઝુકી આઇ રે;
મત્તમયૂર નાચે મનડું હા! આનંદની ઝડી ધાઇ રે.—ટેક.
વિણ દીપક અજવાળું ઘટમાં, રવિ શશી કોટ પ્રકાસ્યા રે;
રાતદિવસનો ભેદ મટયો જ્યાં, અગણિત તેજ ઉજાસ્યાં રે.—જ્ઞાનઘટા૦ ૧
વિજળી ચમકે ધડધડ વાગે, અનહદ વાજાં ગાજે રે;
નાદ ઊઠે અંબરમાં અદકો, અનુપમ શોભા રાજે રે.—જ્ઞાનઘટા૦ ૨
સહુ સખી ટોળે રાસ રમંતી, ભૂલી ભાન વિલોકે રે;
સુરવર મુનિ જોવા સહુ ધાયા, આંખલડી ત્યાં થાકે રે.—જ્ઞાનઘટા૦ ૩
બિન પદ નાચે વ્રજની નારી, બિન કર તાલ બજાવે રે;
સાત સૂરથી અદકો અષ્ટમ, બિન મુખ મોહન ગાવે રે.—જ્ઞાનઘટા૦ ૪
સૂર્ય સૂણે થંભાવી રથને, મંદ અનિલ સુખ આપે રે;
[4]સ્વર્ગંધર્વ વિલોકે નીચું, સુરસુંદરી[5] પગ ચાંપે રે.—જ્ઞાનઘટા૦ ૫
ફૂલ સુગંધી દિવ્ય પ્રસારી, કલ્પતરુ કંઇ ડોલે રે;
અમૃતસરિતા અંદર વહેતી, જન્મમરણ તૃણ તોલે રે.—જ્ઞાનઘટા૦ ૬
ખેલ અલૌકિક 'રંગ' નિહાળી, ન્યારો રહીને ખેલે રે;
અંદર બાહિર એજ ખેલાડી, એક અગોચર રેલે રે!—જ્ઞાનઘટા૦ ૭

૯૭

વનવડલાની શીતળ છાયા, જોગી જંગલ વસતો રે;
હસતો ગાતો કો દિન રોતો, કો સાથે નવ ભખતો રે.—ટેક.
દિન ગાળે સૂરજને તાપે, રાતે તારક ગોષ્ઠી રે;
વનપંખી સમ ગેલ કરંતો, કોઇ દિન નવ એ કષ્ટી રે.—વન૦ ૧

---

૧. ગોપીઓ. ૨. શ્રેષ્ઠ. ૩. પ્રભુપ્રેમમાં મસ્ત. ૪. સ્વર્ગના ગાનારા. ૫. અપ્સરાઓ.

વૃક્ષો સાથે વાતો કરતો, [1]વ્યાલવ્યાઘ્ર રમાડે રે,
કૌપીનકંથા ઝોળી ઝંડા, સંગ્રહ ન કરે કોડે રે;—વન૦ ૨
અહં ખાખ લગાવી તનમાં, મદમત્સરને બાળે રે;
પરનારી પરધન નવ ભાળે, નવ કરતો કો કાળે રે.—વન૦ ૩
નિર્ઝરવારિ પાન કરે ને, ફળટૂકડો કો માગે રે;
વિષય રમકડાં જગનાં ઝેરી, માની નિશદિન જાગે રે.—વન૦ ૪
સદ્‌ગુરુસેવા સંતસમાગમ, પળપળ હરિની ચર્ચા રે;
ધ્યાનમગ્ન ધીરજ ઉર ધારી, કરતો હરિજન [2]અર્ચા રે.—વન૦ ૫
તૃણશય્યા મખમલ મન માની, આતમરાજ બિરાજે રે;
[3]પ્રાપ્તાપ્રાપ્તે સમબુદ્ધિ ને, સંયમ ઉરમાં રાજે રે—વન૦ ૬
શાંતિ શીતળ અંદર ઓપે, દીન તણાં દુખ કાપે રે;
ત્યાગવિરાગે રાજ કરે ને, શ્વાસ શ્વાસ હરિ જાપે રે.—વન૦ ૭
મનભ્રમણા સહુ ભાગે પળમાં, દુખદરિયો સહુ [4]આટે રે;
હરિરસમાં સમરસ થઇ જાતાં, મુક્તિ પદતલ ચાટે રે.—વન૦ ૮
જોતાં અંતર અન્ય હરે ને, 'રંગ' ભજનનો જામે રે;
તત્ત્વમસિ તંબૂરો વાગે, લક્ષ્યપ્રસાદી પામે રે. —વન૦ ૯

૯૮

આવો જો સંતો તો વાતો બે કરીએ, દિલદુખડાં વિસરીએ રે.—ટેક.
કામાદિ બાળીને ધૂણી ધીખવીએ, અવધૂત ધૂન ગજવીએ રે.—આવો૦ ૧
જ્ઞાનગંગા નિત સ્નાન કરીને, આતમદેવ રીઝવીએ રે.—આવો૦ ૨
સતનું તે ગોપીચંદન કરીએ, મૌનની માળા જપીએ રે.—આવો૦ ૩
ઝેરવેરની હોળી કરીને, પ્રેમ પીચકારી રમીએ રે.—આવો૦ ૪
દ્વૈતની ધૂલિ ધૂળેટી રમીએ, ફાગણ 'રંગ' રેલવીએ રે.—આવો૦ ૫

૯૯

મન મૂરખ નાદાન અતિશે, શી રીતે સમજાવું રે?
[5]પારદ હોયે રસથી બાંધું, દ્વિરદ[6] અંકુશે ખાળું રે! ટેક.

---

૧. સાપ. ૨. પૂજન. ૩. લાભાલાભ. ૪. સૂકાઈ જાય. ૫. પારો. ૬. હાથી.

સાંઢ નાથ ખેંચી સમજાવું, મૃગ નાદે લોભાવું રે;
[1]ફણિવર મંત્રે મોહ પમાડું, [2]વૃશ્ચિક ડંખ ઉડાવું રે.—મન૦ ૧
પવન બંકગઢ કેદ કરાવું, સુરતસાંકસે બાંધું રે;
ભૂત ભૂવો થઇ નાચ નચાવું, આખર અખવચ દાટું રે.—મન૦ ૨
બાળક મિષ્ટ ખવાડું પ્રેમે, યુકિતપ્રયુક્તિ લગાવું રે;
સમજે તો સોવિધ સમજાવું, આડે ગાલ સૂજાવું રે.—મન૦ ૩
ભજનકેફથી સાન ભૂલાવું, વિધવિધ 'રંગ' રમાડું રે;
મારી અમર મોક્ષપદ આપું, આવાગમન મટાડું રે.—મન૦ ૪

## ૧૦૦

ભણતર મોટું ભૂત, તપસી ! — ટેક.
ગર્વ વધારે વિનય સંહારે, દેવ કહે સબ તૂત;
સહુથી અદકો આપ વખાણે, સંત કહે હડધૂત !—તપસી૦ ૧
તર્ક કુતર્ક ઉઠાવે કંઇ કંઇ, સ્વચ્છંદ માને પૂત;
સ્થિર ઠરે ના એક ઠેકાણે, કરે કૂદાકૂદ ! —તપસી૦ ૨
અહં અહંની કરે ગર્જના, અન્ય કહે તે જૂઠ;
આપબુદ્ધિ સર્વજ્ઞ પ્રમાણે, બકે શાસ્ત્ર અખૂટ !—તપસી૦ ૩
કો કો શબ્દે હંસ ઉઠાવે, કરે મિથ્યા કૂટ;
જ્ઞાન જઇને ભાન જો આવે, [3]'રંગ' લહે અવધૂત !—તપસી૦ ૪

## ૧૦૧

( રામનામ તું ભજ લે પ્યારે—એ રાહ )

એક અગોચર બ્રહ્મ પ્રકાશે, ઘટઘટમાં અવિનાશીજી;
સત્ય નિરંજન નિષ્ક્રિય નિર્મલ, એ વિણુ સર્વ વિનાશીજી. ટેક.
કર્ણ વિના સહુ શબ્દ સુણે જે, નેન વિના જગ ભાળેજી;
એ જાણ્યા વિણુ સુખ નવ પામે, મૂરખ મન કો કાળેજી.—એક૦ ૧

૧. નાગ. ૨. વીંછી. ૩. અવધૂતનું સ્વરૂપ જાણે.

છોડી તંદુલ તુષને વળગે, તૃપ્તિ તે કેમ થાશેજી ?
ચેતન છોડી જડને ભજતાં, ભવભીતિ કયમ જાશેજી ?—એક૦ ૨

મન બુદ્ધિ છે ચાકર જેના, કરતા હરિહર સેવાજી;
તે વિશ્વંભર નયને નીરખે, આપ દિગંબર દેવાજી.—એક૦ ૩

પઢતાં પઢતાં પંડિત પડીયા, સુખ પામ્યા સત્સંગીજી;
અંગવસ્ત્ર રંગે રંગારા, રાજ કરે દિલરંગીજી ?—એક૦ ૪

સિંચત સિંચત માળી મરતા, સુખ પામે [1]ભો'રંગા'જી;
ન્હાતાં ન્હાતાં મરે દેડકાં, મન ચંગા ઘટ ગંગાજી ?—એક૦ ૫

ગુરુગમ કુંચી દ્વાર બંધ છે, તાળું વિરલો ખોલેજી;
ધન દાટયું મંદિર–શિખરે, પણ હાથ ન આવે કોયેંજી.—એક૦ ૬

## ૧૦૨

દેહમંદિરમાં દેવ બિરાજે, અનહદ વાજાં વાગેજી;
નોબત ભેરી મૃદંગ તાસાં, શંખ શરણાઇ ગાજેજી.—ટેક.

આસન વાળી સુરતા સાધી, ભાળે અંદર જોગીજી;
કાન બંધ કરી સૂણે વિરલો, તે સચ્ચિત્સુખભોગીજી !—દેહ૦ ૧

કોટિચંદ્રસૂરજની શોભા, મેઘ વિના ઘન ગાજેજી;
અમૃતબરખા ઝરે આભમાં, જનમમરણ દૂર ભાગેજી !—દેહ૦ ૨

નાભિકમળસે હંસા બોલે, સોહં સોહં શ્વાસાજી;
જાપ અજંપા જપે જોગીડા, જેના સવળા પાસાજી.—દેહ૦ ૩

ઈડાપિંગલા છાશ વલોવે, મેરુદંડ રવૈયોજી;
સુખમણ સુરતી માખણ કાઢે, ચોરે ચિત્ત કનૈયોજી.—દેહ૦ ૪

મૂલાધારે વસે મૂળમાં, ગણપતિદાદા દેવાજી;
ચતુર્દલે પૃથ્વી રંગ પીળો, કરે જોગીજન સેવાજી.—દેહ૦ ૫

---

૧. ભોરંગ એટલે ભમરો.

વંશંષંસં બીજ પાંખડી, એક એક વિચારોજી;
ખટ્શત અર્પણ કરો [1]મોરથા, વિઘ્નબીજ નીવારોજી.—દેહ૦ ૬
ખટ્દલ બીજું ઉપસ્થ[2] ઉપર, શ્વેતરંગ જલ જાણોજી;
બંભંમંયંરંલં બીજે, ચતુરાનન[3] પરમાણોજી. —દેહ૦ ૭
સુષ્ટિતાત ખટ્ સહસ્ર એને, ભાવે અર્પી શ્વાસાજી;
કમલજાત લક્ષ્યે લક્ષીને, તોડો ભવભયપાસાજી.—દેહ૦ ૮
નાભિસરોજે[4] વિષ્ણુ બિરાજે, દશદલમાં સુખકારીજી;
તેજ તત્ત્વ રક્તાભ[5] શું રાજે, લક્ષ્મી દે છે તાળીજી.—દેહ૦ ૯
ડંઢંણંતંથંદંધં ત્યાં નંપંફં ઉર ધારોજી;
સહસ્ર ખટ્ અર્પણ કરી ભાવે, આપ આપમાં ભાળોજી.—દેહ૦ ૧૦
હૃદયકમળ દ્વાદશદલ દીપે, નીલરંગ શિવ જોગીજી;
મારુત તત્ત્વે કરે કેલિ[6] ચિતશક્તિ સાથ વર ભોગીજી.—દેહ૦ ૧૧
કંખંગંઘંઙં ચંછંજંઝંઞંટંઠં વિલોકેજી;
અર્પણ કરી ખટ્ સહસ્ર પ્રાણી પાશ કર્મના કાપેજી.—દેહ૦ ૧૨
કંઠે કંજ[7] ષોડશદલ રાજે, શ્યામરંગ રૂપાળુંજી;
વ્યોમતત્ત્વે ધ્યાન ધરે જીવ, જ્યોતિ કેરૂં રસાળુંજી.—દેહ૦ ૧૩
અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં ઌં ૡં એં ઐં ન્યારાંજી;
ઓં ઔં અં અઃ બીજ સહસ્ર જપ ભવભયહારક સારાજી.—દેહ૦ ૧૪
ભ્રૂમધ્યે દ્વિદલ ચક્રે હંક્ષં અક્ષર રઢિયાળાજી;
નિર્મલ રંગે વસે નિરંતર ચિતશક્તિ મહામાયાજી.—દેહ૦ ૧૫

---

૧. ગણપતિ. ૨. જનનેંદ્રિય. ૩. બ્રહ્મા. ૪. કમળ. ૫. લાલ. ૬. ક્રીડા. ૭. કમળ.

સહસ્ર અર્પણ કરી પ્રીતથી, તુરીય પદે વિશ્રામાજી;
સોહં સોહં કરે ગર્જના, સુધાપાન સુખધામાજી.—દેહ૦ ૧૬

ઉપર વાટ અતિશય વસમી, બ્રહ્મરંધ્ર ગઢ ઘેરાજી;
સહસ્રદલ અનુપમ ઓપે, પરમ જ્યોતકા ડેરાજી.—દેહ૦ ૧૭

સહજ જોગી જપે જુક્તિથી, કોટ ભાનુ ઉજીયારાજી;
અક્ષર અવ્યક્ત અનંત જેમાં, નાદ મેઘ થડાડાજી !—દેહ૦ ૧૮

જીવ શિવ ત્યાં એક હો જાવે, કરે અગોચર કેલિજી;
તુરીયાતીત અગમ ગઢ જીતી, ભેદે દશમ વિચારીજી.—દેહ૦ ૧૯

લક્ષ્ય લહે ગુરુકૃપા હોય તો, આગળ નાવે વાણીજી;
મનબુદ્ધિનું મૂળ નહિ ત્યાં, કેમ તોડવું તાણીજી ?—દેહ૦ ૨૦

દેવ અગોચર વિરલો દેખે, દ્રષ્ટા દશ્ય વિરામેજી;
[1]સદ્ગુરુસાન સમજતાં અંદર 'રંગ' અનુપમ જામેજી !—દેહ૦ ૨૧

## ૧૦૩

(મનજી મુસાફર રે—એ રાહ)

સમજ મન મારા રે, જાવું એક દિન વહી;
સૂનાં મંદિર મેડી રે, સોવું જંગલમાં સહી !-ટેક.
હું હું કરતા તો ચાલ્યા ગયા ને, તારે પણ જાવું એક દન;
મારૂં મારૂં કરી કેમ મરે છે ? તારૂં નહિ તુજ તન !
ભૂલીને ભટકાયો રે, જાશે જમ કેશ ગ્રહી ! !—સમજ૦ ૧

---

૧. આખા ભજનમાં ટૂંકમાં અજપાજાપનો વિધિ અને તેથી થતા ષટ્ચક્રભેદ અને દિવ્યનાદ (અનાહત) શ્રવણાદિનું વર્ણન કર્યું છે. વિષય ગૂઢ અને કેવળ ગુરુગમ્ય હોવાથી વિશેષ સમજૂતી માટે કોઇ અનુભવીની સલાહ લેવીજ ઉચિત છે.

[1]ચરક સુશ્રુત ચાલ્યા ગયા ને, ભીમ બાણાવળી પાર્થ;[2]
કાળદંડી રાવણ હણાયો, રામ કૃષ્ણ રહ્યું નામ !
પરણીને પસ્તાયો રે, બાજી નવ હાથ રહી !!—સમજ૦ ૨

કાલ ગયું કોઇ આજ જતું કોઇ, કોઇ જાશે વળી કાલ;
મૂછ મરોડી કેમ ફરે છે ? હોઠ પાનબીડી લાલ !
તમાચે ગાલ રાતો રે, મોતી મૂકી માટી ચહી !!—સમજ૦ ૩

દિન ગુમાવ્યો ગામગપોડે, પોઢી રહ્યો આખી રાત;
કોડી કોડી [3]અર્થ ભેળું કીધું ને, આખર ખાલી હાથ !
બાજી હારી બેઠો રે, દીઠું ના દૂધ કે [4]મહી !!—સમજ૦ ૪

ચેતવું હોય તો ચેતજે ‘રંગા’ ક્ષણ ક્ષણ આયુ જાય;
પાણી આવ્યું પાળ બાંધવા લાગ્યો, લોકમાં હાંસી થાય !
સાઠી બુદ્ધિ નાઠી રે, મનમાંની મનમાં રહી.—સમજ૦ ૫

## ૧૦૬

ઊંઘતાનો પાડો રે, જાગે તે તો પાડી હરે;
ઊંઘતાનું ઊંઘે રે, ઉદ્યમે દૈવ ફરે. —ટેક.

દેવ દૈત બે સાથે મળીયા, સમુદ્રમંથનકાજ;
ઝેર હળાહળથી નવ બીધા, અંતે પામ્યા રાજ;
અમૃત મોંઘું રે, હોય દેવ તેને [5]જરે. —ઊંઘતાનો૦ ૧

ક્ષણ ક્ષણ ખાએ કાળ જીંદગી, જોબન ઝટ પલટાય;
ઘડપણ દૂતી ખડી કાળની, કંપે થરથર કાય:
આળસ છોડો રે, વહો હરે રામ હરે. —ઊંઘતાનો૦ ૨

ભોગ ભોગવે મૂઢ તુજને, ખાલી આખર થાય;
ભોગ તેટલા રોગ સમજ મન, ચેત જ્યાં લગી હાય;
આખર ખોટી રે, જમડાં ના દયા કરે. —ઊંઘતાનો૦ ૩

---

૧. બે જુના ધુરંધર વૈદ્યો ૨ અર્જુન. ૩. ધન. ૪. છાશ. ૫. પચે.

જર જોબન જોરૂ નવ આવે, જોજન અલ્પ સંગાત;
કર્મ ધર્મ સાથે જીવ અંધા,[1] જાશે રાતોરાત;
ફૂંકી દેશે ખોખું રે, મીજલસ બારે કરે. —ઊંઘતાનો૦ ૪

સતને મારગ જાજે શરા, સંતસમાગમ નિત્ય;
કરજે હાથે તે સંગાથે, દુખિયાં કેરી પ્રીત્ય;
[2]સરજનહારો રે, જેથી 'રંગ' મ્હેર કરે. —ઊંઘતાનો૦ ૫

## ૧૦૫

હોય કોઇ પ્યાસા રે, આવો અમીરસ પીવા;
અંધારે અથડાતા રે, આવો અહીં છે અક્ષય દીવા.—ટેક.

પાણી પાણી જપ કર્યે રે, પ્યાસ ન બુઝે ક્યાંય;
દીપજપે તમ નવ ટળે રે, કલ્પકાળ અથડાય;
અમરફળ સેવો રે, અમૃત દેહ થવા. —હોય૦ ૧

પ્યાસાં પશુ પેલાં મૃગજળ દેખી, અંતર અતિ હરખાય;
દોડી દોડીને તંગ તૂટે ને, આખર મન પસ્તાય;
નેન ખોલી દેખો રે, સેવો સદ્દજ્ઞાન દવા. —હોય૦ ૨

ધોળા તેટલા હંસ નહિ રે, કાળા સર્વે નહિ કાક;
મીઠું તેટલું માખણ ના રે, કડવું ન ઝેર કુપાક;
સાચા સંત સેવો રે, જેથી મળે મુક્ત હવા. —હોય૦ ૩

હાથ જોડીને નહિ નમે રે, ડોક નમાવી હોય;
અહં મૂકીને આપ પિછાને, લાખમાં વિરલો કોય;
લોકલાજ છાંડો રે, ખાંતે ખાઓ મિષ્ટ મેવા. —હોય૦ ૪

ધારામાં ધાય તે અંતે જઇ મરતો ઊંડા સમુંદર માંય;
મૂળ તો પૂરવ પશ્ચિમ દોડે, ભ્રમ મહીં સપડાય;
સામે પાણી ધાઓ રે, 'રંગ' અહીં તો અક્ષય ઝરા.—હોય૦ ૫

---

૧. જ્ઞાનરૂપી નેત્રથી રહિત. ૨. પેદા કરનાર; પરમાત્મા.

## ૧૦૬

નીતિ નેવે મૂકી રે, અનીતિ કાં કેડે ધરી ?
પદમણી મેલી રે, ગુણકા તે શીદ વરી ?—ટેક.
[1]શ્રેય પ્રેય[2] બે એક ન માનો, શ્રુતિએ કહ્યો વિવેક;
શ્રેયથી સુખ અક્ષય મળતાં, પ્રેયથી દુઃખ અનેક;
[3]ઉલૂકને ભાવે રે, દિવસથી રાત્રિ ભલી. —નીતિ૦ ૧
મિષ્ટ મેવા પણ ખરને નકામા, વિષ્ઠા જોઇ દોડે એહ;
પામર નર પરમેશ્વર મૂકી, [4]પ્રમદાને પૂજે નેહ;
ફરી ફરી નાવે રે, મનખા આ દેહ હરિ ! —નીતિ૦ ૨
ઉપર કેવાં સુંદર રસિયાં, માંહે હળાહળ ઝેર;
ઇંદ્રવરણાંનાં ફલ સમ જાણો, વિષય વિખાર[5]ની પેર;
મણિ જોઈ મોહ્યો રે, પડયો તે તો મોતદરી[6]. —નીતિ૦ ૩
સ્વાત્મમાં રમતા સુર કહેવાએ, અસુર ઇંદ્રિયદાસ;
ચાર દિવસ રાજ કરીને, આખર પામે ત્રાસ;
શાણા કેમ ભૂલો રે ? પાછું વળી જૂઓ જરી ! —નીતિ૦ ૪
કયાંથી આવ્યા ને કેથે જવાના, મારગ જાય છે કયાંય ?
આંખ છતાં જો આંધળા થાઓ, આખર રડશો હાય !
વેળા છતે ચેતો રે, કહું છું હું ફરી ફરી. —નીતિ૦ ૫
યમનિયમનું બખ્તર પહેરી, ધર્મધનુષ સુહસ્ત;
સોહંબાણે લક્ષ્ય વિંધાતાં, 'રંગ' બ્રહ્માનંદમસ્ત;
અસંગને શસ્ત્રે રે,[7] સંસૃતિ જાય મરી. —નીતિ૦ ૬

## ૧૦૭

હરિજન આવો રે, હેતે હરિરસ પીવા;
ગુણીજન ધાઓ રે, ખાંતે હરિગુણ ગાવા.—ટેક.

---

૧. જેમાં સાચું કલ્યાણ રહેલું છે તે; મોક્ષ. ૨. જે પ્રિય લાગે, છતાં જેમાં પારમાર્થિક કલ્યાણ ન હોય; સાંસારિક સુખ. ૩. ઘુવડ. ૪. સ્ત્રી. ૫. સાપ. ૬. મોતની ખીણ. ૭. જન્મમરણના પ્રવાહરૂપ સંસાર.

જનમ ધર્યાનો એજ લ્હાવો છે, બીજું સઘળું ફોક;
ચેત્યા તે નર છૂટયા ભવથી, બીજા મૂકે પોક;
સુરિજન સેવો રે, રુદિયામાં થાય દીવા. —હરિજન૦ ૧
[૧]સુર પીએ સુધારસ સ્વર્ગે, મદ્યપી મદ્યમાં મસ્ત;
પ્રેમની લહેજત પ્રેમી જાણે, પીએ કો પ્રેમો ભક્ત;
સમુંદર મોતી રે, લેતા તે તો મરજીવા. —હરિજન૦ ૨
[૨]ભંગુર ભોગની ભીખ ન માગે, સ્વાનંદરત[૩] સમ્રાટ્[૪];
ભાંડભવાઈથી [૫]ભટ ના રીઝે, રીઝે નટવો ભાટ;
આંખ ખોલી દેખો રે, માંહે છે દેવ નવા. —હરિજન૦ ૩
હરિ હરિ સહુ કોઇ કહે રે, શઠ સાધુ શાહુકાર;
ભવભયહારક તે હરિ જુદો, 'રંગ' હૈયાનો હાર;
સોહં સોહં બોલે રે, જાણે કોઈ ભેદુ દવા. —હરિજન૦ ૪
ચઢતાં ચઢતાં 'રંગ' ચઢે રે, આવરણ થાયે ભંગ;
ધ્યાતાં ધ્યાતાં ધ્યેય થવાએ દેહનો છૂટે સંગ;
દેહે દેવ દીઠો રે, જીવ શિવ એક થયા. —હરિજન૦ ૫

## ૧૦૮

હરિ હરિ ગાતાં રે, હરિજન હરિ થયા;
નિર્ગુણ ધ્યાતાં રે, ગુણાતીત પોતે થયા. —ટેક.

કિશોર[૬] વયની બાળા નિશદિન માત થવા તલસાય;
ઢીંગલાઢીંગલી રમતાં કોડે, અંતે માતા થાય;
જેવી જેવી બુદ્ધિ રે, તેવા નર તેહ થયા. —હરિ હરિ૦ ૧
કીટ ભમરીનું ધ્યાન ધરે છે, જાત વિજાતીય[૭] ગેહ;
ભયથી ધ્યાતાં ભમરી થાયે, કેમ ખાલી જશે નેહ[૮]?
ધ્યાતાં ધ્યેય નિશ્ચે રે, જીવ તે તો શિવ થયા. —હરિ હરિ૦ ૨

---

૧. દેવ. ૨. નાશવંત. ૩. નિજાનંદમાં મસ્ત. ૪. બાદશાહ. ૫. જોદ્ધો. ૬. ન્હાની ઉંમરની. ૭. બીજી જાતની. ૮. પ્રેમ.

સંગ દુઃખનું મૂળ ત્યજીને, અસંગ આતમ ધ્યાય;
અંદર રહીને અળગો ખેલે, ચિદાનંદરૂપ થાય;
નર કરણી કરી રે, નારાયણ પોતે થયા. —હરિ હરિ૦ ૩

દૂધ દારૂ બે સાથે ટકે ના, વિકૃતિ બમણી થાય;
દેવદાનવનું સખ્ય[1] ટકે ના, રુધિર 'રંગ' રેલાય;
વિષયની વાટે રે, વિશ્વંભર વિમુખ થયા. —હરિ હરિ૦ ૪

ઊઠતાં બેસતાં એની જ વાતો, હરતાં ફરતાં ધ્યાન;
સુરતનો તાર તૂટે નહિ ને, નાશ પામે અજ્ઞાન;
ભ્રમ જતાં આપે રે, જ્ઞાની તે તો બ્રહ્મ થયા. —હરિ હરિ૦ ૫

## ૧૦૯

વાણી માંહી શૂરા રે, વળો નિજ મૂળ ભણી;
પાખંડમાં પૂરા રે, પળો સત્પંથ ભણી.–ટેક.

કા કા કરે રે કાક અતિશે, સોહં હંસ અવાકૂ;
ખાલી ગર્જે મેઘ શરદમાં, નિઃસ્વન[2] વર્ષે દ્રાક્[3];
જાણ્યું કહે ના જાણે રે, ન્યારી રીત જ્ઞાન તણી.—વાણી માંહી૦ ૧
ભરાયે મોઢું બંધજ થાએ, અધૂરો કરે અવાજ;
ચિત્રની સેનાથી જુદ્ધ ન થાએ, એ તો જોવા માતર સાજ;
[4]ચલિતચિત્ર જેવાં રે, જોવા થાએ ગિરદી ઘણી.—વાણી માંહી૦ ૨
ખોટા જગતમાં ખોટું પૂજાએ, સત્ય ભગવંતને ત્યાંય;
વેશ્યાવાડામાં જો સતી જાએ તો, ખત્તા બાવન ખાય;
સાનમાં સમજાવે રે, રીતિ એ તો સંત તણી.—વાણી માંહી૦ ૩
નાટકી રાજા જો રણે ચઢે તો, ખેલ અનેરો થાય;
પાખંડી પ્રસંગ આવી પડતાં, આપ ઉઘાડો થાય;
સૂરજ કેમ છીપે રે, છાયા મહીં વાદળની. —વાણી માંહી૦ ૪

---

૧. મિત્રતા. ૨. નિઃશબ્દ. ૩. જલદીથી. ૪. સિનેમા.

## ૧૦૯

કામાદિ શત્રુને નિઃશેષ મારે, તેજ પામે પરિબ્રહ્મ;
રાજા કહાવે ને પેટ નચાવે, એવો અજ્ઞાનીનો ભ્રમ;
'રંગ' જોઇ રાચે રે, દોડે જળ ભાંડ ભણી. --વાણી ચાંલી૦ ૫

## ૧૧૦

અજબ ખેલ જોયો રે, જોયો તે તો જોવું ભૂલ્યો;
બીજો દેખી રોયો રે, રોતાં રોતાં ભેદ ખૂલ્યો !—ટેક

નિર્દય તરે દયાવંત ડૂબે, આ ભવસાગર માંહ્ય;
સાચો હારે વિજયી જૂઠો માલમલીદા ખાય !
મૂષક મીંદડી મારે રે, અજા દેખી સિંહ ડર્યો !!— અજબ૦ ૧
કુંવારી જણે વિવાહિત વંધ્યા, કરે ન કુળની વાત;
દેખી નપુંસક દોડે રંભા, કરે દિવસની રાત !
પાણી માંહી દાઝયો રે, જીવ તે તો આગે ઠર્યો ! —અજબ૦ ૨
નેવનાં પાણી મોભે ચઢયાં, ને ઠર્યાં અદ્ધર આકાશ;
વિના સરોવર કંજ[૧] ખીલ્યું, તેનો મ્હેકે અજબ સુવાસ !
[૨]કુણપ કાને સૂંઘે રે, ચાંદે આખો રાહુ ગળ્યો !! —અજબ૦ ૩
ફૂટયાં નેન તે જુએ તમાસો, સૂએ ન દિન કે રાત;
દેખનહારો પડે ખાડમાં, કુલટા મારે લાત !
જોતાં મનડું લાજે રે, 'રંગ' પોતે સભર ભર્યો !! —અજબ૦ ૪

## ૧૧૧

વડલા હેઠે બાવો રે, ટાઢી ટાઢી ધૂણી તપે;
મૂગો મૂગો બોલે રે, શ્વાસો સાથે સોહં જપે.—ટેક.

[૩]વનિતા તેની છેકજ ઘેલી, જાય ન પતિની પાસ;
ઇચ્છામાત્રે આધાન રહ્યું ને, પ્રસવે એ ને પચાસ !
બાવાની બલિહારી રે, દેખી બાવી બાળ [૪]છપે !!—વડલા૦ ૧

---

૧. કમળ. ૨. મડદું. ૩. સ્ત્રી. ૪. છુપાઇ જાય;અદશ્ય થાય.

કોઈ આશ્ચર્ય માની વિલોકે[1], કોઇ સુણે સાશ્ચર્ય;
વિરલો જાણી રાચે મનમાં, કરે ન વાણીવ્યય !
લોકો કહે મૂરખ રે, બાવો આ તે શું રે લપે[2] ?—વડલા૦ ૨
બાવો કહે ના પરણ્યો કહિએ, મુને ન ઘર કે બાર;
નાર ન દીઠી નજરે તોએ, સહુ એ મુજ પરિવાર !
ભૂખ્યોશું સંહારૂં રે, અંતે સહુ મુજમાં ખપે !! —વડલા૦ ૩
પાપ ન લાગે મુજને એનું, પુણ્ય ન આવે પાસ;
હર્ષશોક ન સ્પર્શે મુજને, હું તો સદા ઉદાસ[3] !
દેવ દેવી તિર્યક્[4] રે, નર પશુ મુજને જપે!! —વડલા૦ ૪
જામ્યો 'રંગ' અલૌકિક વનમાં, જોવા જન ઉભરાય;
ગયું તે પાછું નવ આવે, આગ મહીં ઝડપાય !
લીલું સૂકું બાળે રે; કોને વંદે કોને [5]શાપે ? —વડલા૦ ૫

૧૧૨

બેઠો બેઠો બાળે રે, જોગી બીજું કાંઈ ના કરે;
અષ્ટંપષ્ટં બોલે રે, વાતો એની ચિત્ત હરે. —ટેક.

શિયાળે થરથર તનુ કંપે, ટાઢ અતિશે વાય;
કાચબાનાં રૂંવાડાં કેરી, ગોદડીએ શીત જાય;
ઓઢી તે હરખાયો રે, બીજાં પ્રાણી ટાઢે મરે !—બેઠો૦ ૧
ભૂખ્યો ખાએ માંસ પોતાનું, પ્યાસો કરે મધુપાન;
જાગતો બોલાવ્યો ન બોલે, ઊંઘમાં કરે ઘૂમરાણ;
ઉજાગરે મારે રે, અન્ય પાપી પોતે મરે !—બેઠો૦ ૨
મીન તડફડે મહાસાગરમાં, રણમાં પામે સુખ;
ખાધે પેટ ન કો દિ ભરાએ, ઉપવાસે ટળે ભૂખ;
ભણેલો ત્યાં ભૂલે રે, અભણ તો મોજ કરે !—બેઠો૦ ૩

૧. જુએ. ૨. બકે. ૩. દ્વંદ્વાતીત. ૪. હલકાં પ્રાણી. ૫. શાપ આપે; નિંદે.

પશુપાળ તો પડે નરકમાં, ખાટકી વૈકુંઠ જાય;
લખપતિ તો ભૂખે મરે ને, માલ ભિખારી ખાય;
અનુસારે સમજાવ્યું રે, અનુભવી અર્થ કરે! —બેઠો૦ ૪

ડગલે ડગલે બાવળ કેરાં[1], ચંદન વિરલું કોય;
કલ્પદ્રુમ તો કોક કરોડે, પુણ્યે દર્શન હોય;
જનમોજનમનાં રે, દળદર 'રંગ' હરે!! —બેઠો૦ ૫

## ૧૧૩

અવળુંસવળું બોલું રે, સંતો મારા ક્ષમા કરે;
ઓસડીયું અજાણ્યું રે, આપ્યું વૈદે રોગ હરે.—ટેક.

મૂળ મૂકીને ડાળાંઓ કાપ્યે, વૃક્ષ વધે ચોપાસ;
ઘર છોડીને જંગલમાં દોડયે, મરે ન મેલી આશ;
ભૂખે પાપ સૂઝે રે, રોટલો તે કેમ મળે? —અવળુંસવળું૦ ૧

જન્મમરણની રો રો જે ટાળે, રોટલો તેજ પ્રમાણ;
આપે સદ્‌ગુરુભઠીયારો, ઠરે મન ને પ્રાણ;
સંયમની આગે રે, શેકી એને મિષ્ટ કરે!—અવળુંસવળું૦ ૨

પ્હાણાઓ તરે પલકમાં, ને ડૂબે તુંબાં ખાસ;
એવું ભવજળ ચોગમ ભરીયું, દીસે દૂર ઉજાસ;
હાંકનહારો ઉલ્લુ રે, ડૂબું ડૂબું હોડું કરે!—અવળુંસવળું૦ ૩

દક્ષિણનો વા નિસર્યો, ને આવી સુગંધની લ્હેર;
હર હર ઓમ્ કરતું ચાલ્યું, હોડું પવનની પેર;
[2]હરિને ધામ પહોંચ્યું રે, 'રંગ' કોથી કેમ ડરે?—અવળુંસવળું૦ ૪

---

૧. કેરડા; કરીર. ૨. નર્મદાપરિક્રમામાં દક્ષિણતટથી સાગરસંગમ ઓળંગીને ઉત્તરતટ પર પરિક્રમાવાસીઓ જે જગ્યાએ ઉતરે છે તે સ્થાનને પણ હરિનું ધામ કહે છે; આમાં અણઘડ પરિક્રમાવાસીઓને તો ગર્ભિત સંબોધન નહિ હોય?

## ૧૧૪

(ગઝલની રાહમાં ગવાશે.)

પ્રભુ પરખ્યા હૃદે જેણે, ફરે ભમતો જગે શાને?
પીધું [1]આકંઠ અમૃત તે કરે કાંજી વૃથા શાને?—ટેક.
મળી વટવૃક્ષની છાયા, [2]નિદાઘે તાડ કાં ઢૂંઢે?
ભર્યો કોઠાર રત્નોના ગૃહે, કાં પથ્થરો ફોડે? —પ્રભુ૦ ૧
ગૃહે સુરધેનુ[3] કાં દોડે ગૃહોગૃહ તક્રને માટે?
વહે ગંગા નિજાંગણમાં, ભમે કૂવે એ શા માટે?—પ્રભુ૦ ૨
શરદપૂનમ તણી રાતે, અકર્મી આગીઓ ખોળે;
થવા ઉજાસ અંગણમાં, બપોરે દીપ પ્રજવાળે!—પ્રભુ૦ ૩
ન શોધે મોર ચિતારો, કદિ પિક[4] 'રંગ' તંબૂરો;
કૃતાકૃતથી પરે બેસી, નિહાળે ખલ્કની રો રો!—પ્રભુ૦ ૪
ખુશામત માળીની કદિ ના કરે વસંત વનમાળી!
નિજાનંદે ફરે અવધૂત, દઇને મોતને તાળી!! —પ્રભુ૦ ૫

## ૧૧૫

(જૂનું થયું રે દેવળ—એ રાહ)

મરી તો ગયું રે મૃત્યુ, મરી તો ગયું!
હાય હાય જમડા! મૃત્યુ મરી તો ગયું!!—ટેક.

પાંચે સહિયારૂં કીધું, વેચ્યું, લીધું, વળી દીધું;
જૂદારૂં અંતે કીધું, તેમાં મારૂં શું ગયું? —મરી૦ ૧
મોજાં દેખી લલચાયો, ખોબો ભરી લેવા ધાયો;
મોજું મૂકી પાણી પાયો, તેમાં વ્યર્થ કાં રડું?—મરી૦ ૨
કારીગર કોડે આવ્યો, મીઠલડે મીન[5] બનાવ્યો;
સિંધુ[6] જઈ અંત સમાયો, તેમાં કોનું શું ગયું?—મરી૦ ૩

---

૧. ઠેઠ કંઠ સુધી. ૨. ઉન્હાળે. ૩. કામદુધા ગાય. ૪. કોયલ. ૫. માછલી.
૬. સમુદ્ર.

વાયુ થઇ થિર[1] ભરાયો, વેગે ચંચળ થઈ ધાયો;
આંસુનું નભદગ[2] તેથી, ટીપું શું ખર્યું? —મરી તો૦ ૪
સૂરજ ધનુરંગ દિખાયો, ક્ષણુ ક્ષણુ જનમન નચવાયો;
રંગે જઇ 'રંગ' સમાયો, તેમાં ખોટું શું થયું?—મરી તો૦ ૫

૧૧૬

વસમી છે વાટ, એ તો, વસમી છે વાટ;
ચઢવાનો નહિ ઘાટ, એ તો વસમી છે વાટ.—ટેક.
કોઇ કહે શ્વાસા રોકો, કોઈ કહે સામું તાકો;
કોઇ કહે થોડું ભાખો, રાખો, નાટકી હાટ!—વસમી૦ ૧
સજાયાની ધારે ચઢવું, સતીનું છે એ તો મરવું;
સામે નીરે તરવું, એ તો, કંટકખાટ!—વસમી૦ ૨
વાંચી વાંચી પંડિત મૂવા, ખોદી ખોદી મૂવા ચૂવા[3];
બાપ, એ તો પડવાના કૂવા, ચઢયો બુદ્ધિએ કાટ.—વસમી૦ ૩
ગયો જે કો સદ્ગુરુશરણે, દેખ્યો પ્હાડ ઢયાંકયો પર્ણે;[4]
જીવ્યો એ તો મૂકયો મરણે, થયો અમર સમ્રાટ્.—વસમી૦ ૪
આંખ મીંચી પાછું ભાળો, ત્યાગો ધોળો પીળો કાળો;
મળી રહેશે અંતે તાળો, મૂકો 'રંગ' ધાંધાટ.—વસમી૦ ૫

૧૧૭

સાનમાં સમજાવ્યું, શાણે, સાનમાં સમજાવ્યું;
ભણેલું ભૂલાવ્યું શાણે, સાનમાં સમજાવ્યું.—ટેક.
અવળો સવળો સોહં ચાલે, વચમાં પ્યારો અળગો ન્યાળે;
બ્રહ્મા વિષ્ણુ તરણે તોલે એવું, અચરજ બતાવ્યું!—સાનમાં૦ ૧
રણકો એક અંદર ઊઠયો, સ્વપન જાગર રૂઠયો;
નિદ્રાનો તાર તૂટયો ત્યારે, અખંડ જગાયું!—સાનમાં૦ ૨
ગૈયા નીચી દોણી ઊંચી, છલ્લાછલ્લ દુધડે સીંચી;

---

૧. સ્થિર. ૨. આકાશનાં નેત્ર. ૩. ઉંદર. ૪. પાંદડે.

દોણું આંખો મીંચી, દોણું ફૂટયું તોએ, દૂધ ના હળ્યું!—સાનમાં૦ ૩
‘રંગ’રંગી સાડી પહેરી, તોએ હું ઉઘાડી ભોળી;
થાક્યા સહુ ખોળી ખોળી તોએ, કાંઈ ના જડયું!!—સાનમાં૦ ૪

૧૧૮

જુવાની દિવાની, પ્રાણી, જુવાની દિવાની;
અંતે જવાની, પ્રાણી, જુવાની દિવાની.—ટેક.
કાયા આ થરથર કંપે, તોએ ના મનડું જંપે;
આખર જમ આવી ઝડપે, ત્યારે, વલે શી થવાની?—જુવાની૦ ૧
કાગળની નાવ બનાવી, ભરદરિયે છૂટી મેલી;
ઉપર બારિશની[1] હેલી, એ તે કેથે જવાની?—જુવાની૦ ૨
સદ્ગુણુના સ્વપ્ને પોખ્યા, હરિજન કદી ના સંતોષ્યા;
નિશદિન રમાડી યોષા,[2] એ તો નાતરે જવાની.—જુવાની૦ ૩
નાણાંની નૌતમ થેલી, આખર ના થાશે બેલી;
જયાંની ત્યાં અર્શહવેલી[3], ‘રંગા’ રાખ થવાની!—જુવાની૦ ૪
સમપણુ એક હરિનું સાચું, બીજું સઘળુંએ કાચું;
વાંકું થઇ જાશે ડાચું, અંતે ફજેતી થવાની!!—જુવાની૦ ૫

૧૧૯

ગુરુએ બતાવ્યું અચરજ આજ, ગુરુએ બતાવ્યું અચરજ. —ટેક
ઈંદ્ર તણો ઐરાવત મોટો [4]સર્ષપખૂણે ભરાએ;
સસાસિંગથી થર થર કંપે, રુદન કરે સુરવરનો રાજ!—ગુરુએ૦ ૧
વંધ્યાસુત ત્યાં આવી પહોંચ્યો, શૂન્ય-સિપાઇ સાથે;
ગાંધર્વનગરે રણે ચઢયા બે, ખપુષ્પ[5] ડોલે શિરનો તાજ!—ગુરુએ૦ ૨
બિન વાદળ ત્યાં વીજળી ચમકે, અમૃતવરખા થાયે;
અમરવેલે પલ્લવ ફૂટે, પુષ્પ તણો કો વર્ણે સાજ!—ગુરુએ૦ ૩
તુડડડ તુડડડ પડઘમ બાજે, ભેરી મૃદંગ અપાર;

---

૧. વરસાદની. ૨. સ્ત્રી. ૩. આરસની; ઊંચી ને ફરસબંધી. ૪. રાઇ.
૫ આકાશપુષ્પ.

દિવ્ય સુંદરી થેઈ થેઇ નાચે, બંસી વગાડે નટવર રાજ !—ગુરુએ૦ ૪
[1]દિવા કોટ રવિ શશી પ્રકાશ્યા, અંતર થાય ઉજાસ;
ધુવડ કાળાં ખૂણે ભરાયાં, સરિયાં જનમ તણાં સહુ કાજ !—ગુરુએ૦ ૫
પાણી વિના હા! તરસ છિપાઇ, અન્ન વિના ક્ષુધ શાંત;
જાગ નિંદ જ્યાં બેઉ ગંવાઇ, સુખદુખ ટળીયાં બંને આજ.—ગુરુએ૦ ૬
ભેખ ભીખ જ્યાં બંને શમીયાં, સુખ શે વર્ણ્યું જાય ?
ગુરુશિષ્યનું નામ રહ્યું ના, એક અગોચર 'રંગ' સુસાજ[2] !—ગુરુએ૦ ૭

૧૨૦

દુર્લભ મોંઘુ બ્રહ્મજ્ઞાન, દુર્લભ મોંઘુ બ્રહ્મ.—ટેક.

ભણતરની ના ચાલે બડાઇ, તર્કવડાઇ થાકે;
પોથાંથોથાં કામ ન આવે, ગુરુગમ મારગ ચતુર સુજાણ.—દુર્લભ૦ ૧
પાસ ખડું નજરે નવ આવે, નાટક એનું અપાર;
ક્લીબ સુંદરી માયા નચાવે, જગત શિશુ[3] પ્રસવે શું જાણ.—દુર્લભ૦ ૨
જોગીજતિ જંગલમાં ખોળે, ભોગી ભામિની[4] માંહ્ય;
પંડિત શાસ્ત્રો ચૂંથી મરે છે, મૂઢ ભમે કહી એ અજ્ઞાન.—દુર્લભ૦ ૩
કાન કટાવે મુંડ મુંડાવે, ધૂણી ધીખાવે કોઇ;
ઊર્ધ્વપાદ આસન લગાવે, નિશદિન હરિહરિ મુખથી ગાન.—દુર્લભ૦ ૪
મનબુદ્ધિની દોડ ન ચાલે, વાણી તણું નહિ કામ;
અજ અક્ષય અવિનાશી પરાત્પર, જાણી થાવું સ્વયં નિર્વાણ !—દુર્લભ૦ ૫
શૂળી પરની પૂરી એ તો, વિરલો જોગી ખાયે;
માન અહંતા મૂકી સઘળી, સદ્‌ગુરુશરણે 'રંગ' પ્રમાણ.—દુર્લભ૦ ૬

૧૨૧

(અબ તો મેરો રામનામ—એ રાહ)

અબ મૈં કહાં જાઉં શરણ છોડ ચરણ તોરે.—ટેક.
ઘર દુવાર કોઉ નાહીં, ભ્રાત બિરાદર નાહીં;
નાતગોત સર્વ તુંહિ માઈ બાપ મોરે. —અબ મૈં૦ ૧

---

૧. દિવસે. ૨. સુંદર શણગારવાળો. ૩. બાળક. ૪. સ્ત્રી.

નામ સુન દોડ આયો, પતિતપાવન મન ભાયો;
સાંવરી સૂરત[1] દેખ ધાયો, દોઉ કર જોરે. —અબ૦ ૨
તું પિયા[2] મૈં તેરી દુલ્હન,[3] અશરણશરણ મનમોહન;
લજ્જા તોકુ ભવભંજન, માર તાર ઓ રે! —અબ૦ ૩
દિવસરૈન ચૈન નહીં, સ્વપ્નછબી તુંહિ સહી;
છટક છટક જાય કહીં? [4]કબ લૌં દિલ ચોરે? —અબ૦ ૪
છોડ છાંડ લોકલાજ, મત્ત ભઈ મિલનકાજ;
ધૂલ પડી જગતતાજ, દરસ પાય તોરે! —અબ૦ ૫
કોઉ કહે નફ્ટ ભઈ, લાજ માઝ અટક ગઈ;
મૈં પિયા તેરી ભઈ, ભેદભાવ [5]છોરે! —અબ૦ ૬
ઘુંઘટ દૂર ફેંક દિયો, હાથમેં હાથ લીયો;
'રંગ' રૂપ એક ભયો, કોઉ કાંહી બોલે!! —અબ૦ ૭

૧૨૨

અબ મૈં ભઇ મસ્ત પિયા, પકડ દસ્ત તેરો.—ટેક.
ચર અચર ભૂલ ગઇ, બન નદી નગર સહી;
નારી નર સર્વ તુંહિ, પ્રાણનાથ મેરો. —અબ૦ ૧
દિવસ રૈન ભેદ ગયો, કાલ કર્મ એક ભયો;
દેશ પરદેશ ટર્યો, મૂલ રૂપ હેરો[6]. —અબ૦ ૨
નાતગોત છોડ દિયો, માગનકો વેષ લિયો;
તાલ નૃત્ય [7]ભોર ભયો, લાજ માઝ ગેરો[8]. —અબ૦ ૩
સ્વપ્ન જાગ નિંદ નહિ, હર્ષ શોક કોઉ નહિ;
ભોકતૃ ભોગ્ય ભોગ સહી, એક રૂપ મેરો. —અબ૦ ૪
વેદવેદ્યરૂપ ભઇ, શાસ્ત્ર શીખ ભૂલ ગઈ;
રટન પઠન ભ્રમ સહી; કો ગુરુ કો ચેરો? —અબ૦ ૫
પૂર્ણાનંદ નગર લિયો, પનુઘટકો પંથ ધરો;
[9]'રંગ' ચુનરી ફેંક ભયો, સોહં ગગન ઘેરો. —અબ૦ ૬

---

૧. ચહેરો; સ્વરૂપ. ૨. પ્રિયપતિ. ૩. દુહાગણ; પ્રિયા; સ્ત્રી. ૪. ક્યાં સુધી. ૫. છોડી દીધો. ૬. દેખ્યું. ૭. ઘણું; અથવા જલસો. ૮. ફેંકી દીધાં. ૯. સંસારાસક્તિ રૂપી ચુંદડી.

## ૧૨૩

( બન જા હરિદાસા હરિદાસા—એ રાહ )

યહ ઘર નહિ તેરા નહિ તેરા; સમજ સમજ મન મેરા. —ટેક.
[1]ચિટી કહે ઘર મેરા મેરા, [2]મૂસા કહે ઘર મેરા;
[3]ખટમલ કહે ઘર મેરા મેરા, ઈંટમિટ્ટીકા ઢેરા.[4] —યહ૦ ૧
જટા બઢાયા મુંડ મુંડાયા, કહે મઠ મેરા મેરા;
ચેલાચાટી [5]ગંજ જમાયા, સબ અંધેરે ઘેરા. —યહ૦ ૨
તેરા તો ક્યોં જાત અકેલા ? કહાં સુત બાંધવ ચેરા ?
દો દિન જગમેં કરત બસેરા, આખિર મરઘટ ડેરા !—યહ૦ ૩
[6]ચિડીયા ખેત ચુગાયા[7] સારા, મર મર કષ્ટ ઉઠાયા;
દિવસ રૈન સબ ખેલ ગુમાયા, 'રંગ' અંત પસ્તાયા !—યહ૦ ૪

## ૧૨૪

બન જા અવધૂતા અવધૂતા, શોક મોહ અતીતા.—ટેક.
કર્તા ભર્તા હર્તા સાહેબ, ક્યોં મૂરખ મન રોતા ?
દેહભરોંસા મત રખ પ્યારે; ક્યોં આલસમેં સોતા ?—બન જા૦ ૧
પાંચ તત્ત્વકા બના પીંજરા, ભીતર ચેતન તોતા;
આપ કરમસે આપ બંધાયા, પલ રોતા પલ હસતા.—બન જા૦ ૨
દૂર દેશ હૈ તેરા પ્યારે; ક્યોં ગાફિલ જગ ફિરતા ?
ઔર ફેંસલા છોડ નિકમ્મા, સાંસ સાંસ હર સ્મરતા.—બન જા૦ ૩
ભૂત ભૂતકો દે દે પ્યારે, કલકી મત કર ચિંતા;
રામભરોંસે કાજ છોડ કર, નિજાનંદ રસ પીતા. —બન જા૦ ૪
કામ ક્રોધ સંગત દુર્જનકી, માનામાન અતીતા;
ચોરી ચાડી નિંદા જારી છોડ, મુડ[8] ભગવંતા. —બન જા૦ ૫
[9]આપ મારકે આતમ પા લે, બન જા હક ઘરકા બંદા;
ફંદ છોડ દે અન્ય ફકીરા, 'રંગ' ધૂલકા ધંધા ! —બન જા૦ ૬

---

૧. કીડી. ૨. ઉંદર. ૩. માંકણ. ૪. ઢગલો. ૫. ખૂણ. ૬. ચકલાં.
૭. ચરી ગયાં. ૮. ભગવાન તરફ પાછો વળ. ૯. અહંકાર.

૧૨૫

મનુવા, હરિ ભજના હરિ ભજના, કૂડ કપટ સબ ત્યજના.—ટેક.
ક્ષણભંગુર યહ દેહ સમજ કર, [1]દેહી મનમેં લાના;
ઘર ઘર જાકે [2]અલખ જગાના; કૂફર[3] ભૂત ભગાના—મનુવા૦ ૧
સબસે હિલમિલ જગમેં રહેના, મનકા સંગ છુડાના;
'મૈં—મેરા' યહ દ્વૈત ભુલાના, અદ્વૈતાતમ ધ્યાના. —મનુવા૦ ૨
ચંદન સમ નિજ કાય જલાના, જગમેં સુગંધ ફેલાના;
શીતલ વચનામૃતધારાસે, દુખિયન દુઃખ મિટાના. —મનુવા૦ ૩
મર કે અમૃત હોના સાંઇ, જીવત્ સમાધિ લેના;
અનહદ બંસી મધુર બજાના. અનલહકક મુખ ગાના!—મનુવા૦ ૪
અહં જલાકે ભસ્મી ધરના; જમધર અડંગ લગાના!
ત્રિગુણભેદ ત્રિશૂલ પકડકે, 'રંગા'ગમન[4] મિટાના!! —મનુવા૦ ૫

૧૨૬

બન જા દિવાના દિવાના, અસલ ફકીરી બાના.—ટેક.
ઝંઝટ દુનિયા છોડ ઠગારી, કર [5]બિયાંબાં થાના;
કંથા કૌપીન ઝોળી ઝંડા, સુટ[6] દિગંબર[7] ધ્યાના. —બન જા૦ ૧
ઓર કેફ કછુ કામ ન આવે, જ્ઞાનધતૂરા ખાના;
[8]શોકશરાબે પીકર સાધો, સાંસ સાંસ હર ગાના. —બન જા૦ ૨
સબસે હાં હાં કરના સાધો, કર અપને મન ભાના;
ચંદા સૂરજ તાલ બજા કર, જાગન નાચ નચાના. —બન જા૦ ૩
કર્મ [9]કિતાબાં કીચડ સાધો, કાંચન રામ સુહાના;
હાર ગલેમેં ખોજત બનમેં, કયા મૂરખ કયા સ્યાના!—બન જા૦ ૪
કયોં રોના કહાં જાના ફક્કડ, કયા લેના કયા દેના?
[10]મુડ અસલ ઘર અલખ જગાના, આવાગમન મિટાના!—બન જા૦ ૫

---

૧. આત્મા. ૨. પરમાત્માના અનિર્દેશ્ય સ્વરૂપનો બોધ કરવો. ૩. નાસ્તિકતા; ઈશ્વર વિષે અવળા ખ્યાલો. ૪. આવાગમન. ૫. જંગલ. ૬. ફેંકી દઇને. ૭. નિરાવરણ; નિરંજન. ૮. ઇશ્વરી આનંદનો શરાબ. ૯. પુસ્તકો. ૧૦. વળવું.

'રંગ'અરંગી લોગ જહાંકે; કાહે કોઉકા કહેના?
શૂન્ય સમજ કર મસ્ત નશામેં, સાક્ષી હોકર રહેના!—અન જાo ૬

૧૨૭

જો ચાહે સો કહેના, પ્યારે, જો ચાહે સો કહેના.—ટેક.
ના મૈં ન્હાતા ના મૈં ધોતા, ના મૈં તિલક લગાતા;
ના પઢતા ના જપતા, સાધો, સ્વૈર મોજમેં ફિરતા!—પ્યારેo ૧
કાલી કંબલ ભગવી ચાદર, ઝોલી શ્વેત ટિંગાતા;
પંથ ભેખકી બાત ન જાણું, નિજાનંદમેં રહેતા! —પ્યારેo ૨
નિતનિત નૂતન ભોગ ભોગ કે, [1]બ્રહ્મચારી કહેલાતા;
નારીનરકે વસ્ત્ર[2] ખીંચ કે, દિવ્ય તનુ[3] દિખલાતા! —પ્યારેo ૩
મુડદા જમકા કબર [4]દુઇસે, કાઢ છાતીપે ચઢતા;
જંગલ બસ્તી દોનું છોડકે, જાકે મરઘટ સોતા! —પ્યારેo ૪
ઇશ્ક હકીકી પીકે પ્યારે, ઘોર અઘોરી બનતા;
ખાખ ખુદીકી દિલપે ચોળી, સોઽહં શંખ બજાતા!—પ્યારેo ૫
કોઇ દિન બમ્મન હોકે ફિરતા, બેદબચન સુનવાતા;
દાઢીમૂંછ મુંડાકે કોઇ દિન, સુધ સંન્યાસી ભાતા! —પ્યારેo ૬
અનલહક્ક અહાલેક નિરંજન, કોઇ દિન બંદગી ગાતા;
ફતેહ ગુરુકી 'રંગ' રંગકે, આતમ રૂપ દિખાતા! —પ્યારેo ૭
સબસે ન્યારા સબમેં પ્યારા, એક અનેક ભગાતા;
આખર જીવશિવકો પીકે, નિરાલંબમેં સોતા!! —પ્યારેo ૮

૧૨૮

જીવન દો દિનકા દો દિનકા નહીં ભરોંસા જમકા.—ટેક.
સાંસ સાંસ સુમર લે સાંઇ, ચઢ લે ઘાટ અગમકા;
ગુરુગમ મારગ સ્હેજ સાધ લે, સુન લે ઘંટ નિગમકા—જીવનo ૧

---

૧. ઔપાધિક દૃષ્ટિએ અંતઃકરણની અનેકવિધ વૃત્તિઓ રૂપી સ્ત્રિયો સાથે નાના પ્રકારના ખેલ ખેલવા છતાં, આત્માના નિરુપાધિક અખંડ બ્રહ્મભાવમાં તાત્વિક દૃષ્ટિએ જરાએ વિકાર કે ભંગ થતો નથી; તેથી એને નિત્ય બ્રહ્મચારી (બ્રહ્મમાં ફરનાર) કહ્યો છે. ૨. વાસનાઓ રૂપી આવરણ. ૩. સ્વરૂપ. ૪. દ્વૈત.

ધન જન દારા અરુ પરિવારા, સાથ ન કો પરઘરકા;
કરમ ધરમ દો સંગ ચલેંગે, મત બાવર[1] રખ તનકા.—જીવન૦ ૨
ઇંગલા પિંગલા સુખમણુ સંગમ, સ્થાન ત્રિવેણી ઘટકા;
બંકનાલ સો વ્રજવૃંદાવન, ધો લે મેલ સબ મનકા.—જીવન૦ ૩
સંકલપ વિકલપ દોનું બીચમેં, અલખ ધામ નિર્ગુણકા;
નેત્ર ફેર કે રંગ દેખ લે, વૃથા વાદ તીન ગુણકા.—જીવન૦ ૪
શૂન્યસમુંદર સુરતનાવસે, ધ્યાન ધરે જબ ધ્રુવકા;
સાતોં પાર પળે જબ પંથા, લગે પાર ભવજલકા.—જીવન૦ ૫
અટપટ દેશ અતિશે સાધો, બજે અનાહત ડંકા;
સદ્‌ગુરુશરણ બિના નવ જાને, હો રાજા હો રંકા.—જીવન૦ ૬
જ્યોં કા ત્યોં સબ સભર ભરા હૈ, આદિ અંત નહીં જાકા;
દેખનહારા સુધ બુધ ભૂલે, 'રંગ' કહે કો તાકા?—જીવન૦ ૭

૧૨૯

અક્કલસે ખુદા કો પહેચાનો રે!
વહ નહીં અક્કલકા બંદા;
અક્કલમંદ છોડો ફંદા!
શ્રદ્ધાસે ખુદાકો પહેચાનો રે!
મુરશીદકે સુખન[2] બિચારો રે!! —ધ્રુવ૦
ઘટ ઘટ જો બોલે હંસા,
સોહં શ્વાસા ખોજો દાસા;
આતમકાસી મુખ [3]મોડો રે!
રામ રહીમ દોનું નેડે[4] રે!! —અક્કલસે૦ ૧
ચંદા સૂરજ દોનું હંડા,
મંથા બના મેરુદંડા;
મુક્તાનંદ મખ્ખન ઘોળો રે!
પકડ દસ્ત મસ્ત ડોલો રે!! —અક્કલસે૦ ૨

---

૧. વિશ્વાસ. ૨. વચન. ૩. ફેરવો. ૪. પાસે.

[1]તસબીહ માલા ઔર છાલા,[2]
છોડ જાલા દોરે કાલા;[3]
બન જા ભોલા બાલા [4]કાલા રે!
સબસે ન્યારા સબકો પ્યારા રે!!—અક્કલસે૦ ૩
બાર બાર ગોતા માર,
નૈન ઠાર પીછું ભાળ;
લાલ 'રંગ' રતન દેખો રે!
ઔર કાચ બિષય છોડો રે!!—અક્કલસે૦ ૪

૧૩૦

## એ સુખ કેવું?

સુખ થયું, દુખ ગયું; કેવું?
મન ન જાણે!
વાણી ઉચારે શી રીતે એ?—ટેક.
આધિ ઉપાધિ વ્યાધિ ન ત્યાંહી;
ભૂત દૈવ અધ્યાત્મિક નાહીં;
[5]મુદ પ્રમોદ આનંદ સદા હી!—સુખ૦ ૧
જાગ્રત સુષ્ઠિ[6] સ્વપ્ન ન ત્યાંહી;
[7]વિશ્વ પ્રાજ્ઞ તૈજસ ન દિખાઇ;
એક નૂર સબ રોમ રુલાઇ! —સુખ૦ ૨
દિન રાત સંધ્યા નવ ત્યાંહી:
શીત ઉષ્ણુ વર્ષા ન દિખાઇ;
પ્રેમઝલક યક સબ જગ છાઇ!—સુખ૦ ૩

---

૧. જપમાળા. ૨. મૃગચર્મ. ૩. કાળ. ૪. કાલો; નિર્દોષ. ૫. વસ્તુના સ્મરણમાત્રથી જે સુખ થાય તે મુદ, દર્શનથી જે સુખ થાય તે પ્રમોદ, અને ઉપભોગથી જે સુખ થાય તે આનંદ. ૬. ઊંઘ. ૭. જાગ્રદવસ્થાનો અભિમાની જીવ તે વિશ્વ; સ્વપ્નાવસ્થાનો તે તૈજસ, અને સુષુપ્ત્યવસ્થાનો તે પ્રાજ્ઞ.

સૂરજ ચંદા તારક નાહીં;
અગન દીપ બિજલી નવ કાંઇ;
એક અગોચર[1] નૂર દિખાઇ !—સુખ૦ ૪

શત્રુ મિત્ર મધ્યમ નવ ત્યાંહી;
આપ પરાયો ભેદ સમાઇ;
એક અલખ સબ નજરોં આઈ !—સુખ૦ ૫

સ્ત્રી પુરુષ નપુંસક નાહીં;
નામ રૂપ કછુ કામ ન આઈ;
એક અનામી સબ જગ ભાઇ !—સુખ૦ ૬

હિંદુ મુસલમીન પારસી નાહીં;
બ્રમ્હન ખત્રી શૂદર નાહીં;
સબ [2]રબ રસિયું અંતર બાહી !—સુખ૦ ૭

રામ રાવણ જુદ્ધ ન ત્યાંહી;
કૃષ્ણકંસનું નામ ન કયાંઈ;
ખલક રંગ સબ ત્રીશ[3] રુલાઇ !—સુખ૦ ૮

હદ બેહદ કછુ દેખ ન આઈ;
શાંતિ શોર કછુ કાન ન આઇ;
મૂક ગાન યક સબ જગ ગાઇ !—સુખ૦ ૯

સ્વર્ગ મૃત્યુ પાતાલ ન ત્યાંહી;
જન્મમૃત્યુની ધાક ન કયાંઇ;
[4]અનલહક્ક યક બાંગ સુનાઇ !—સુખ૦ ૧૦

'રંગ' કૃપા સદ્દગુરુ બલિહારી;
હાડ ચામ સબ ઉન પર વારી;
ઐસી ભઇ કછુ કહી ન જાઇ ! !—સુખ૦ ૧૧

---

૧. ઇંદ્રિયોનો અવિષય. ૨. પરમેશ્વર. ૩. ત્રણે લોકના ઇશ; પરમાત્મા. ૪. **अहं ब्रह्मास्मि**; હું બ્રહ્મ છું.

૧૩૧

( ગઝલની રાહમાં ગવારો. )

તોડી દિવાલો મહેલની, બેઠા જઈ મેદાનમાં;
ઉપર કડાકે આભ તૂટું, તેથી તમારૂં શું ગયું ?—ટેક.
ફાડી દુશાલા ભરજરી, શતખંડ કંથા શિર ધરી;
ઊભા દિગંબર ચોકમાં, તેથી તમારૂં શું ગયું ?—તોડી૦ ૧.
દિનરાત મિજલસમાં ગઇ, મિષ્ટાન્ન સેવ્યાં પ્રીતથી;
ભૂખે કડાકા જો કીધા, તેથી તમારૂં શું ગયું ?—તોડી૦ ૨
[1]પીયૂષ પીધું સ્વપ્નમાં, વારિ મળ્યું ના જાગરે;
કાતીલ હલાહલ ગટગટાવ્યું, તેથી તમારૂં શું ગયું ?—તોડી૦ ૩
કસ્તૂરી છોડી [2]કર્દમે, રંગી તનુ ઉમંગથી;
ધૂળી ઉડાડી મોજથી, તેથી તમારૂં શું ગયું ?—તોડી૦ ૪
અક્કલ ગઈ અસ્માનમાં, યારો ! સતાવો કાં મુને ?
પાગલ ભલે પાગલ રહ્યો, તેથી તમારૂં શું ગયું ?–તોડી૦ ૫
જે કર્યું તે ભોગવ્યું, જો શેષ ભોગવવું રહ્યું;
નિઃશેષ સંચિત લય થયું, તેથી તમારૂં શું ગયું ?—તોડી૦ ૬
જો હું કરૂં હું ભોગવું, ના મેં કર્યું મેં ભોગવ્યું;
બસ 'રંગ' કોનું શું ગયું ? જેનું જઈ તેને મળ્યું !!—તોડી૦ ૭

૧૩૨

( દેવળ દેખ લે—એ એકતારની ધૂન )

મનુવા, ધરી લે ધરથી, પ્રભુનું પ્યારૂં ધ્યાન.—ટેક.
મનુષ્યદેહ આ નિર્મળ મળીયો, દશ ઇંદ્રિય સોહાય;
પડે નહિ ત્યાં લગી પરણી લે, કાં ખાલી રંડાય ?—મનુવા૦ ૧
દામ દીકરા [3]દાર ન આવે, અંતસમે કો કામ;
વાડીવજીફા બંગલા મેડી, આખર ખાલી હરામ.—મનુવા૦ ૨

૧. અમૃત. ૨. કાદવથી.૩. સ્ત્રી.

કોણુ જીવડા ક્યાંથી આવ્યો, આખર જાવું કયાંય ?
જીવતાં પ્રાણી શોધ કરી લે, અંતર ઉજળું થાય.—મનુવા૦ ૩
ચાર દિવસની શ્વાસસગાઇ, મોત સાથ છે બાથ;
જાગ જીવડા મોહનિંદથી, નહિ તો ઘસશે હાથ.—મનુવા૦ ૪
સંતચરણુમાં મસ્તક મૂકી, નિત હરિનું ધર ધ્યાન;
જાણુ નિરામય[1] આતમ ઓથે, સદ્‌ગુરુ બોલે સાન !—મનુવા૦ ૫
જાણે તે નાચે આનંદે, બીજા ખત્તા ખાય;
હોલામાંથી ચૂલે પેસી, 'રંગ' રાખ થઇ જાય !—મનુવા૦ ૬

૧૩૩

વસમી વાટડી, માંહે કંટક શૂળ અપાર.—ટેક૦
સુવાવડીનો શીરો એ તો, જે જાણે તે ખાય;
વંધ્યા દેખી બાળે જીવને, મન પરણી રંડાય.—વસમી૦ ૧
ભવાટવીમાં ભૂલા પડીયા, વાટ ન સૂઝે કયાંય;
કામકંકરી ખૂંચે પગમાં, વનચર ખાવા ધાય.—વસમી૦ ૨
તરુવર ફાલ્યાં ગીચ અકાશે, ઊંચાં મૂળ અપાર;
ડાળ પાંખડાં નીચે ધસીયાં, ફોડયાં સપ્ત પતાળ.—વસમી૦ ૩
રંગબરંગી પંખી બેઠાં, શોર કરે કલ્લોલ;
ફલપુષ્પમાં રડતાં હસતાં, જીવન જાય અમોલ.—વસમી૦ ૪
ધીરજ ધરથી ધારી હરિજન, ધરી શસ્ત્ર અસંગ;
કાપે કરવત મૂકી કળાથી, તે દેખે પર 'રંગ'.—વસમી૦ ૫

૧૩૪

હરિના નામનો, સૌથી મોટો છે આધાર.—ટેક૦
હરિરસ પીધો તે નર જીત્યો, બીજા એળે જાય;
ખાંડ જલેબી મૂકી પામર, [2]કૂકરવિષ્ઠા ખાય ?—હરિના૦ ૧

---

૧. (જન્મમરણના) રોગથી રહિત. ૨. કુક્કુર; કૂતરું.

નામમંત્ર મોટો છે જગમાં, જનમમરણુ ભૂત જાય;
મુક્તિસુંદરી આવે દોડી, આકર્ષણુ એવું થાય !—હરિના૦ ૨
નામરસાયણુ લીધું જેણે, નેન વેણુ પલટાય;
કાયા કંચન સોહન લાગે, ક્રિયા[1] ફરે તત્કાળ.—હરિના૦ ૩
પાપ જનમનાં પળે પલકમાં, કર્મબંધ તૂટ જાય;
શોક મોહ નાસે મૂઠી દઇ, સુખ વર્ણ્યું નવ જાય.—હરિના૦ ૪
નામ નાવ ભવસાગર માંહી, સદ્‌ગુરુ નૌકાધાર;
શ્રદ્ધા શઢ ફેલાયો અંબર,[2] ક્ષણુમાં થાયે પાર.—હરિના૦ ૫
નામનામીનો ભેદ મટે ને, નામી[3] આપ હો જાય !
ગાન ગેય ગાનાર ત્રિપુટી, 'રંગ' એક થઇ જાય ! !—હરિના૦ ૬

## ૧૩૫

જીવતાં દેખ લો, માંહે જીવનજ્યોત અલખ.—ટેક૦

મૂવા પછીનો વાયદો નકામો: કો જાણે છે કાલ ?
આજ અત્યારે જોઇ લો રે સંતો, નગદી રોકડ માલ !—જીવતાં૦ ૧
ઇંગલા ને પિંગલા સુખમણ ત્રીજી, અમૃતનીર અગાધ;
[4]તરવેણીમાં ભેગાં રે મળીયાં, સ્નાન કરો સહુ [5]સાધ !—જીવતાં૦ ૨
ઝિમિ ઝિમિ ઝિમિ ઝિમિ બરખા બરસે, બિન બાદલ ચમકાર;
ધડુડડુ ધડુડડુ નોબત બાજે, દેવ સજે શણગાર ! !—જીવતાં૦ ૩
દેહમંદિરમાં દેવ બિરાજે, પચરંગી નિશાન;
ઘણણણ ઘણણણ ઘંટા બાજે, સૂણે દિવ્ય[6] જે કાન! !—જીવતાં૦ ૪
પંચધૂપકી સતત સુગંધી, સૂંઘે વિરલો જન;
દશ નારી નિત આરતી કરતી, થેઈ થેઇ નાચે મન !—જીવતાં૦ ૫
સુરવર દેખી ડોક ધૂણાવે, શોભા વર્ણી ન જાય !
જો દેખે સો મૂક હો જાવે, ગૂંગા ગૂડ જ્યોં ખાય ! !—જીવતાં૦ ૬

---

૧. આચરણ; કર્મ. ૨. આકાશ. ૩. નામથી લક્ષિત વસ્તુ; પરમાત્મા. ૪. ત્રિવેણી; ત્રિકુટી. ૫. સાધુ; સંત. ૬. સામાન્ય કાનથી જુદી જાતના; યોગાભ્યાસથી અંતર્મુખ થવાને કેળવાએલા.

'રંગ' રાગ સહુ ભૂલી ભજ લો, આતમ એ અવધૂત;
માયા મેલી નષ્ટ હો જાવે, ભગે જીવશિવ ભૂત ! !—જીવતાં૦ ૭

## ૧૩૬

[1]ગેંદ ખેલું રે હું તો સાહેલી સંગ.—ટેક.
જ્યાં જ્યાં દાણું ત્યાં ત્યાં ઊડે,
થાય વ્યોમ માંહે પ્રયત્ન ભંગ.—ગેંદ૦ ૧
એક પડે એક ઊડે,
મચ્યો અલૌકિક રુદિયામાં જંગ.—ગેંદ૦ ૨
ધોળો ઊંચે કાળો નીચે,
પીળો ખેંચે મનડું વચમાં સુચંગ.—ગેંદ૦ ૩
બેને દાબી ત્રીજો ઊડે,
દેખી સુરાસુર થાએ દંગ.—ગેંદ૦ ૪
આ તટ જમુના ઓલે તટ ગંગા,
વચમાં ખેલે કા'નુડો 'રંગ'.—ગેંદ૦ ૫

## ૧૩૭

(એક શબદની કટારી રે—એ એકતારાની ધૂન)
ઓચિંતો હું તો જાગ્યો રે, સદ્‌ગુરુસાને, નિંદથી;
જોઉં ત્યાં તો ન મળે નિંદ કે જાગ. —ટેક.
એક સમણાની સહુ માયા રે, જૂઠી જાણી, જગતની;
જેવો બાજીગરનો જૂઠો ખેલ. —ઓચિંતો૦ ૧
એક અગમ અગોચર ભરિયું રે, નાના[2] ભાસે, નામથી;
માંહે નામી છે અકળ અનંત. —ઓચિંતો૦ ૨
પાસે પણ દષ્ટે ન આવે રે, બાંધી નજરો, મોહથી;
એની નાટકી લીલા અપાર. —ઓચિંતો૦ ૩

---

૧. ત્રિગુણાત્મક વૃત્તિઓરૂપી દડાની રમતનું વર્ણન છે. ૨. અનેક.

રૂપે રૂપે એક રાચે રે, અરૂપી પેલો, બહુરૂપી;
    એનું રૂપ કે રંગ ન ક્યાંય. —ઓચિંતો૦ ૪
ખોળી ખોળી સહુ થાક્યા રે, બેઠા હેઠા, હામથી;
    જોયું 'રંગ' તો કંઠમાં હાર. —ઓચિંતો૦ ૫.

૧૩૮

અધવચ્ચ વગડે લૂંટાઈ રે, દોલત મારી, લાખની;
    લાગે ક્યાંએ ન એની ભાળ. ટેક.
જે આવે લાંચો માગે રે, મ્હોંની માગી, મૂળમાં:
    મળ્યો લોભીધૂતારાનો સાથ. —અધવચ્ચ૦ ૧
કોઇ કહે બાધા રાખો રે, અંબામાની, ગોળ ઘી;
    આપો જોશીડાને રુપિયા બાર. —અધવચ્ચ૦ ૨
કોઇ કહે કલ્પ બનાવું રે, અંજન મોંઘું, આંજતાં;
    જાવું પડશે ના બીજે દ્વાર. —અધવચ્ચ૦ ૩
રવડી રવડી હું તો થાકી રે, મારગ ભૂલી, ઘરનો;
    થઈ બેઉ બાજૂથી ખુવાર. —અધવચ્ચ૦ ૪
આખર આવી એક મળીયો રે, જોગી જૂનો, વાટમાં;
    બોલ્યો કાંઈ ના, કીધી સાન. —અધવચ્ચ૦ ૫
આપે મેં જાણ્યું ઘરમાં રે, દોલત મારી, આંગણે;
    ખોળું તોએ ક્યાંથી જડે એ બહાર? —અધવચ્ચ૦ ૬
સીધેસીધી હું તો ચાલી રે, મળીયો મારગ, મૂળનો;
    પડી ભૂલી એ જૂઠી વાત. —અધવચ્ચ૦ ૭
સમણાની ભ્રમણા ભાગી રે, દોલત દીઠી, દ્વારમાં;
    હવે છોડું ન એ 'રંગ'દ્વાર. —અધવચ્ચ૦ ૮

૧૩૯

જાગીને મેં તો જોયું રે, અચરજ મોટું, શૂન્યમાં;
    રહ્યું જોવાનું બીજું ન કાંઇ. —ટેક.

જોનારો જૂઠો જાણ્યો રે, જાણી ભૂલ્યો, આપથી;
દોડે લેવાને આપે આપ ! —જાગીને૦ ૧
અગ્નિનો તણખો ઊડ્યો રે, બાળે વનને, ક્ષણમાં;
કેમ બાળે એ આગને આગ ? —જાગીને૦ ૨
પાણીનો વહેળો ચાલ્યો રે, ભીંજી ધરતી, ધારથી;
કેમ ભીંજાવે આપને આપ ? —જાગીને૦ ૩
જોઇને અંતે થાકી રે, આંખલડી ઘેલી, ચોદિશે;
કેમ જુએ પોતાનું એ રૂપ ? —જાગીને૦ ૪
ચોટલડે છાયા જોઈ રે, સદ્દગુરુસાને, ઓળખી;
રહ્યો મૂગો વિલોકી તૂત ! —જાગીને૦ ૫
બોલું તો મુખડું લાજે રે, ખોટા શબ્દે, કાલના;
બધું ધોળા પર કાળું હરામ ! ! —જાગીને૦ ૬
અંધારે લોક ન દેખે રે, તોએ ઊભો, આપથી;
આદિઅંતમાં 'રંગ' અભંગ ! ! —જાગીને૦ ૭

૧૪૦

(રામરસ ઐસો હૈ—એ એકતારાની ધૂન)

વહાંકી બાત ન્યારી હૈ મેરે ભાઇ;
જો જાને સો મૂક હો જાવે !—ટેક.
બોલે જો કદિ ઐસોહિ સમજે,
અવર ન બૂઝે કાંઇ;
ગુંગાને જ્યોં ઘેબર ખાઇ,
[1]ડકારમાત્ર દિખાઈ. —વહાંકી૦ ૧
[2]વીચિ સમુંદર ઊઠે પલમેં,
આપ સમુંદર હોઇ;
કૌન કહે જો બીતી વાકો ?
હોનેસે સમુઝાઇ. —વહાંકી૦ ૨

૧. ઓડકાર. ૨. તરંગ; મોજું.

ઘાયલકી ગત ભીરુ ન જાને,
જાને ઘાયલ કોઇ;
[1]વંઝા પ્રસવગતિ ક્યા જાને?
બોલત હાંસી આઇ!! —વહાંકી૦ ૩
રુપૈયામેં કઇ પૈસા પાઇ,
પાઇ રુપૈયા ન હોઈ;
સાત રંગ સુરધનુ ચમકાઈ,
'રંગ' ધનુષ ન ભાઇ! —વહાંકી૦ ૪

૧૪૧

(રામ રામ રે ગયા જીવને રડતા નથી—એ એકતારાની ધૂન)
તં...તનનન વાગે અજાયબ તંબૂરો.—ટેક.
સૂર લાગે અતિશે એનો મીઠો;
જોટો ક્યાંએ ન એનો મેં દીઠો રે.—તંતનનન૦ ૧
જાણે કોયલ ટહૂકી અકાળે;
સૂણી ચૌદ બ્રહ્માંડો ડોલે રે. —તંતનનન૦ ૨
તાંબા રૂપાના બેઉ તાર રાજે;
વચ્ચે સોનાનો ધમધમ ગાજે રે —તંતનનન ૩
છએ ખુંટી સોહામણી શોભે;
દેખી સપ્તમ અક્કલ થોભે રે. —તંતનનન૦ ૪
દાંડો નીચો ને તુંબી એની ઉપર;
ગુરુકૃપાથી હાથ લાગે કળ રે. —તંતનનન૦ ૫
કાન ફોડીને જે કો સૂણે છે;
'રંગ' નાદ અનાહત ધૂણે છે રે!—તંતનનન૦ ૬

૧૪૨

વાહ વાહ રે, આજે આનંદની હેલી!—ટેક.
બિન બાદલ ત્યાં બરખા થાએ;
નદીનાળાં તે ક્ષણમાં સૂકાએ રે!—વાહ૦ ૧

---

૧. વંધ્યા.

વાયુ વનમાં અલૌકિક વાયો;
　　મેરુપ્હાડ પલકમાં તણાયો રે !—વાહ૦ ૨
[1]રૂખ સમૂળ ઉખડયાં આપે;
　　પંખી ઉડી નિરાલંબ કાપે રે ! —વાહ૦ ૩
વીજળી ઝબૂક ઝબૂક થાએ;
　　[2]તમ જ્યોતિ ન બેઉ જણાએ રે !—વાહ૦ ૪
કોયલ ટહૂકે ના મૂગી પ્રમોદે;
　　દેડકાં ડરૂરાંવ ડરૂરાંવ કરી કૂદે રે ! !—વાહ૦ ૫
[3]હાલી મૂકી હળ ઘરમાં ભરાણો;
　　અનુભવી ઉકેલે ઉખાણો રે ! —વાહ૦ ૬
અવળે મ્હોંએ તે ચાતક પીએ;
　　દેખી 'રંગ' મહું કાળ બ્હીએ રે ! !—વાહ૦ ૭

૧૪૩

ઠુમ, ઠુમઠુમ ચાલી અગમ ગઢ, ગુરુજી !—ટેક.
મારી બાંહ્ય ધરો અવિનાશી;
　　મારે જાવું ન મથુરાં કાશી રે. —ઠુમ૦ ૧
ભારે તરે ને હલકું ડૂબે;
　　એવું ભગજલ અતિશે દૂભે[4] રે !—ઠુમ૦ ૨
વાહ વાહ રે, અગમગઢશોભા !
　　જોગીજંડા બન્યા સહુ આભા રે ! !—ઠુમ૦ ૩
બાવળીએ તે કેળાંની લૂમો !
　　દેવદેવીઓ પાડે દેખી બૂમો રે ! !—ઠુમ૦ ૪
નીચે ડાળાં ને ઉપર મૂળીયાં;
　　લાખો જીવો એ ઉપર લટકીયા રે !—ઠુમ૦ ૫
ઉંધે માથે તે જે કો ચઢે છે;
　　'રંગ' અમૃતરસ પીએ છે રે ! ! —ઠુમ૦ ૬

---

૧. ઝાડ. ૨. અંધારૂં. ૩. ખેડુત. ૪. દુઃખ દે.

૧૪૪

ગાઓ ગાઓ રે, આજે ગુરુજીનો ગરબો.—ટેક.
એણે માંડી છે જ્ઞાનની પરબો;
પીતાં, જન્મમરણ ટળે ખોબો રે.—ગાઓ૦ ૧
રામે પીધો ને વસિષ્ઠે પાયો;
આપપરમાં તે રામ દિખાયો રે.—ગાઓ૦ ૨
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ દેવા;
કરે ગુરુજીની નિશદિન સેવા રે.—ગાઓ૦ ૩
સીધી વળાવી સંયમ-લંગોટી;
કાપે સમૂળ અજ્ઞાન-ચોટી રે. —ગાઓ૦ ૪
કરી મડદું ને પછી જીવાડે;
જીવશિવનાં તે ભૂત એ કાઢે રે!—ગાઓ૦ ૫
અવળી વાણીથી હંસ ઉચ્ચારે;
ગુરુશિષ્યનો ભેદ એ બાળે રે! —ગાઓ૦ ૬
લાખ પથ્થરે રત્ન લપાયું;
લાખો રતનમાં પારસ [1]પાયું રે.—ગાઓ૦ ૭
ગુરુમંત્રનો ડંકો જ્યાં વાગ્યો;
'રંગ' જુગજૂની ઉંઘથી જાગ્યો રે!—ગાઓ૦ ૮

૧૪૫

નહિ જાઉં રે નેહાળે, મહેતાજી મારે! — ટેક.
એની સોટી છે લાખો મોટી મોટી;
કંઈક સારી ને કંઇ તો સાવ ખોટી રે.—નહિ૦ ૧
ફરતો નેહાળને એક મોટો કોટ;
કરી મૂકે છોરાં દોટંદોટ રે. —નહિ૦ ૨
ભૂલભૂલામણી ને ઉંડી ખાડો;
વચ્ચે વચ્ચે છે કાંટાની વાડો રે. —નહિ૦ ૩

---

૧. મળ્યું; જડ્યું.

વર્ગે વર્ગે તે પાઠ અનેરો;
　　મારી મારી ઉતારે એ [1]ખાલો રે. —નહિ૦ ૪
ઘડીઘડીએ ઘંટ વગાડે;
　　પહેલો છેલ્લો, છેલ્લો પહેલો કાઢે રે.—નહિ૦ ૫
છૂટાબારી છે એકજ કોટે;
　　પામે પુણ્યે પનોતી જો છૂટે રે. —નહિ૦ ૬
દ્વારપાળ છે 'રંગ' દયાળુ;
　　કૂંચી આપીને ખોલે એ તાળું રે. —નહિ૦ ૭

## ૧૪૬

( સદ્‌ગુરુ સ્વામી મારે મંદિરે પધારો—એ એકતારાની ધૂન )

દરશન દીજો દાડી[2] સદ્‌ગુરુ મારા;
　　બીજું ન માગું હું કાંઇ. —ટેક.
તમ દરશનથી જનમોજનમનાં,
　　ટળશે હમારાં પાપ. —દરશન૦ ૧
હૃદયકમળની સેજ બિછાવી;
　　જોઉં હું નિશદિન વાટ. —દરશન૦ ૨
ઉંચી થાઉં નીચી થાઉં, અગાસીએ ચઢી જોઉં;
　　તોએ ન લાગે ભાળ. —દરશન૦ ૩
શિર પર જટા સોહે, કાંધે કામળી;
　　પાવડી ખટખટ થાય. —દરશન૦ ૪
મદનમનોહર મૂર્તિ નિહાળી;
　　ભૂલી હું તનનુંએ ભાન. —દરશન૦ ૫
'રંગ' દિવાની ભઇ બાવરી;
　　રાખો ચરણની માંહ્ય ! —દરશન૦ ૬

## ૧૪૭

## આરતી.

( ધન્ય હો પ્રદક્ષિણા—એ રાહ )

દિગંબરા દિગંબરા, શ્રીપાદવલ્લભ દિગંબરા;

---

૧. ચામડી. ૨. હંમેશ.

## ૧૪૭

આરતી કરૂં હું પ્રેમે પ્રભુજી, વાસુદેવ ગુરુવરા! —ધ્રુ૦
પંચ ધાત દીવી અતિસુંદર, ભક્તિઘૃતે ભરપૂર;
પંચ પ્રાણ પ્રગટાવી અંદર, સોહંજ્યોતિ નૂર!—દિગંબરા૦ ૧
સત્યચંદને કીધી પૂજા, સંયમ અક્ષત સાર;
મન ફૂલડાં અરપી રઢિયાળાં, નિઃસ્વન[1] જયજયકાર,—દિગંબરા૦ ૨
સંકલ્પવિકલ્પ બજાવી તાળી, અનહદ ઘંટાનાદ;
કામક્રોધ ભૂતો સહુ ભાગ્યાં, પ્રગટ થતાં શ્રુતિતાત!!—દિગંબરા૦ ૩
આપ ફેરવે આપ વિલોકે, ટળ્યો અહં અંધકાર;
કાળોધોળો નાશ થતાં ત્યાં, વરત્યો એકાકાર!—દિગંબરા૦ ૪
રંગરાગ સહુ શમીયાં પળમાં, મચ્યો અલૌકિક રંગ;
'રંગ' રહ્યો ના ધન્ય ગુરુવરા, ભલો તજાવ્યો સંગ!!—દિગંબરા૦ ૫

## ૧૪૮

(ગઝલની રાહમાં ગવાશે.)

દિલરુબા દિલકી સુનાઉં; સૂનનેવાલા કૌન હૈ!
[2]જામેહક ભર ભર પિલાઉં; પીનેવાલા કૌન હૈ?—ધ્રુ૦
[3]એશોઇસરતમસ્ત દુનિયા, આકબત[4] સુખ ના ચહે;
ચાહે તો હાજર દિખાઉં; ચાહનેવાલા કૌન હૈ?—દિલ૦ ૧
આંખમેં દેખે જો સૂને કાનમેં બિનુકાન[5] હૈ;
સોહં જપે પ્રતિશ્વાસ હંસા, એહિ અલ્લાહ કૌન હૈ?—દિલ૦ ૨
ઘટમેં બસે પ્યારા પિયા, ભૂલા ફિરે કયौं બન વિષે?
જલમેં પિયાસી હાય શફરી[6], તૃષ્ણા બુઝાવે કૌન હૈ?—દિલ૦ ૩
'રંગ' રંગે સુર[7] કાસે,[8] પીલા હરા[9] સબ ઝૂઠ હૈ!
તું મૈં પિયા[10] મૈં તું પિયા, બસ સૂર બંસી એક હૈ!—દિલ૦ ૪

---

૧. નિઃશબ્દ. ૨. ઇશ્વરી આનંદનો પ્યાલો. ૩. વિષયોપભોગમાં ચકચૂર. ૪. પરલોક; મોક્ષ. ૫. કાન વગરનો. ૬. માછલી. ૭. સૂર્ય. ૮. પ્રકાશી રહ્યો છે. ૯. લીલા. ૧૦. પ્રિય પતિ; પરમેશ્વર.

## ૧૪૯

## આત્મવિચાર.

સો વાતોની એકજ વાત, તપસી ! સાંભળ સુજાત;
દેહમંદિરમાં દેવ બિરાજે, જેની આણુ સરવ દિશ ગાજે.
પાંચથી પર પચીસથી પાર, જેનો ન લગે અંત કે પાર;
ત્રિગુણાતીત ત્રિગુણાધાર, ત્રણે પાર મનમાં ધાર.
નિજ સ્વરૂપ એ સોહંકાર, આનંદ અર્ણવ ડૂબકી માર;
[1]તત્ત્વમસિ પદ ગાવે સાર, શ્રુતિસ્મૃતિનો એહજ સાર.
પંચભૂત માટીનું મડું, ઉપર સુંદર સોને મઢ્યું;
અંદર દુર્ગંધનો નહિ પાર, એણે કામણ કર્યું અપાર.
ભૂલી દેવ દેહને ભજે, કંચન મૂકી કાદવ સજે;
ભૂલ્યા ભૂલ્યા વાંસે ધાય, જનમમરણના ખત્તા ખાય.
મુનિ કિન્નર દાનવ નર દેવ, સર્વે કરતા નિશદિન સેવ;
જાગે વિરલો જોગીબાળ, સદ્‌ગુરુકૃપથી લાગે ભાળ.
જાયું તેનો નિશ્ચે નાશ; તે ક્યાંથી થાએ અવિનાશ ?
પંચભૂત ઉપન્યાં સહુ જેમ, પ્રલય થાય અંતે સહુ તેમ.
તેનો દેવ ક્યાંથી અવિનાશ ? ધાત મૃત્તિકા કાર્ય વિનાશ;
પૂજે નર પાખંડી થાય; પાખંડે ક્યમ પાપ પળાય ?
તરણા હેઠળ ડુંગર વસે, તરણું ખસતાં આપે દિસે;
ચિત્તવિકાર તરણું એ જાણ, માયા મોહ બિંદુ પરમાણુ.
તે હેઠળ સિંધુ છે જાણ, ચિત્ત ઠરે પ્રગટે સુર ભાણ;
પુસ્તક વાંચી પંડિત હોય, અહં ગ્રહીને અંતે રોય.
અક્ષરઅળગો એ અવિનાશ, જે જાણે તે પરખે પાસ;
તે તુંરૂપ ન ભેદ લગાર, ઘટ ઘટ બોલે એ ઓંકાર.
નાશી ત્યાગી અવિનાશી ગ્રહે, અંતર સમજી અળગો રહે;
દેહ ભૂત વિનાશી જાણ, અન્નવિકાર એ પરમાણ.

૧. તે બ્રહ્મ તું છું.

રક્તરેત અમંગળ જેહ, તેનો બનીયો નિશ્ચે દેહ;
અન્તે રહે અન્નમાં જાય, તે આતમ કયમ મંગલ થાય ?
વધે ઘટે ને થાએ ક્ષીણ, સ્વપ્નાદિમાં થાએ લીન;
એથી અળગો દેહી જાણ, તે નિશ્ચય તુજ રૂપ પ્રમાણ.
મન બુદ્ધિ ને પ્રાણાધાર, અહં ચિત્ત નવ ત્યાંહ લગાર.
થાય જાય, ચંચળ સહુ એહ, એની સાથે શો રે નેહ !
આંખ વિના દેખે સહુ વસ્ત, નિજાનંદમાં રહે જે મસ્ત;
કાન વિના સૂણે સહુ શબ્દ, સચ્ચિત્સુખનો એ છે [1]અબ્ધ.
મન બુદ્ધિ ને ચિત્તપ્રકાશ, બ્રહ્મા હરિ હર જેના દાસ;
તેજ રૂપ તુજ તપસી જાણ, સત્ય વાક્ય મુજ નિશ્ચય માન.
જે જાણ્યે સર્વજ્ઞ થવાય, શેષ જાણવું રહે ન ત્યાંય;
એક મૃત્તિકા રૂપ અનેક, નામપસારો મિથ્યા ભેખ.
વસ્ત્ર અનેકે તંતુ એક, એક તાંતણે કુસુમ[2] અનેક;
ભાળી ચિત્ર તણી સેનાય, બાળક ન્હાનું ભલે ઠગાય.
દીસે ભાસે જે જે ભાત, તે સર્વે માયાની જાત;
પૂરણ કૃપા પ્રભુની હોય, તો માયાથી મુક્તિ હોય.
કરે ભાવથી સદ્દગુરુસેવ, તે પામે પૂરણ તતખેવ;
પ્રાપ્ય પ્રાપક એક થઇ જાય, સંશય સઘળા શાંત તો થાય.
મન મારીને લહે મુકુંદ, સત્ ચિદ્ આતમ આનંદકંદ;
જીવશિવનું ભાગે ભૂત; માયાડંબર ક્યાં રહે તૂત ?
ઊર્મિ અર્ણવ[3] માંહે રમે, અંતે અર્ણવ માંહે શમે;
નામરૂપથી ભાસે ભિન્ન, એથે અદકું નીર અભિન્ન.
ઊર્મિ અર્ણવની કહેવાય, અર્ણવ ઊર્મિ નવ લેખાય;
નામ હેઠળ નામી નીર, ભેદ પારખે વિરલો ધીર !
જીવ શિવ ચૈતન્યની છાંય, અજ્ઞ પોતપોતાનું ગાય;
ભેદ ટળે તો બીતિ જાય, પિંડગ્રહે બ્રહ્માંડ ઝલાય.

---

૧. સમુદ્ર. ૨. ફૂલ. ૩. સમુદ્ર.

પિંડ સૂત્રથી ત્વંપદ એહ, તત્પદ બ્રહ્માંડે છે તેહ;
નામરૂપમાં ભેદ અનેક, અધિકારભેદે કરી દેખ.
રાજ ચાકર સત્તા એક, અક્ષય અવ્યય નિર્મલ છેક;
જીવ ચાકર રાજા દેવ, સત્તા ચૈતન પરિબ્રહ્મ તેહ.
સુણતાં સુણતાં થાએ જ્ઞાન, આવે નિજ સ્વરૂપનું ભાન;
વાચાપંડિત વ્યર્થ પ્રમાણ, સંગ ત્યજે પામે નિર્વાણ.
એ સુખ પામે મૂગો હોય, 'રંગ કરોડે વિરલો કોય!
બિન બાદળ બરખા ત્યાં થાય, બિના બીજ થાએ ચમકાર!!
પંગૂ નાચે ઠૂંઠા તાલ, ઝાંઝ બજાવે શ્રીગોપાળ;
નાદ મૃદંગ તણો સોહાય, સોહં સોહં રણકો થાય.
સુરતરાધિકા નાચે કા'ન, મન વૃંદાવન સત્ય પ્રમાણ;
જે દેખે તે ગાંડો થાય, દેહભાન ભૂલી સહુ જાય!
તપસી! ફરી ફરી કથવું ક્યાંય? મનવાણી મૂગી થઇ જાય;
વિદ્યાવંતરી આઘી પળે, શાણા સાન ભૂલી ટળવળે.
જે જાણે તે જૂદા હોય, કા કા શબ્દે કોયલ ન્હોય;
માગે ભીખ ને રાજ કહેવાય, એથી ઊંધું આન ન ક્યાંય!
[1]રંગે નાચે નાટકી રાજ, શિર પર પહેરે ખોટો તાજ;
દેખી જોવા બાળક ધાય, મિથ્યા દેખા મન હરખાય!
[2]અવની કેરો સાચો રાજ, તે કાં કરશે નીચાં કાજ?
ભિક્ષુક ભીખ માગતો ફરે, રાજ આન ભિક્ષુકતા હરે!
રણમાં ગાજે તે શૂરવીર, ચૂલા પાસે [3]બલ્લવ વીર!
મુખથી ભાખ્યે ભય નવ ટળે, માગ્યાં મોતી તે ક્યમ મળે?
મસ્તક મૂકી ડૂબકાં ખાય, [4]મુક્તાલાભ મોટો તો થાય;
સુખશય્યાની છોડે આશ, તેને ન નડે માયાપાશ.
ઘરથી ન ગમે જાવું બહાર, પાલવ પત્ની નવ છોડાય;
આખર જમથી અતિ દંડાય, ફરી પરણે ફરી ફરી રંડાય!

---

૧. રંગભૂમિ ઉપર. ૨. પૃથ્વી. ૩. રસોઇયો. ૪. મોતી.

તપસી ! એક કહ્યું તું માન, આળસ સઘળી મૂકી જાણ;
સદાચારપુષ્પોથી કરી, પ્રભુનું પૂજન ઉરથી કરી;
સેવા સદ્ગુરુ કરવી જાણ, તનમનધન એ પર કુરબાન;
ઇશ્વર ગુરુમાં ભેદ લગાર, ના માને તે સમજે સાર.
ગુરુ શિષ્ય એ નામજ માત્ર, રૂપ એક ને જૂદાં ગાત્ર;
સ્વપ્નરોગનું ઔષધ જાણ, આપે સ્વપ્નવૈદ્ય પરમાણ.
જાગ્યે સઘળું અચરજ થાય, રોગબીજ સમૂળી જાય;
તર્કે જીવડો હેઠે પડે, ત્રણ વેંતથી દૂર નવ પળે !
આપમતિ ત્યાં અંધ પ્રમાણ, કહેનારો અદ્ભુત કો જાણ;
શ્રવણ કરે તે ભૂલે ભાન, નાચે કૂદે અદ્ભુત જાણ !
બોલે તે ના બીજો લહે, જાણે તે મૂંગો થઇ રહે !
ખેલ અનેરો ભજવે 'રંગ' સમજે વિરલો કો નિઃસંગ !!
દેશી જાણે દિલની વાત; પરદેશીને શી પંચાત ?
કુળવંતી તે પતિને ભજે; કુલટા શીયળ શું સમજે ?

મરણ પછી શું થાશે ત્યાંય ? આખર જીવડો જાશે ક્યાંય?
સહેશે જમનો અતિશે માર, એ દુખનો નહિ પારાવાર.
જીવતાં જાણે જોગી હોય, બીજા રોગી આયુષ ખોય;
રોકડ વેપારે સુખ હોય, મૂરખ ઉધારે અંતે રોય !
આત્મવિસ્મૃતિ મોત પ્રમાણ, સ્વર્ગ નરક સ્વપ્નો સહુ જાણ;
સ્વપ્ને હસતો સ્વપ્ને રડે, ચઢે સ્વર્ગ ને નરકે પડે.
મનની ભ્રમણા નરક નિશાન, સુખ સંતોષ સ્વર્ગ તું જાણ;
વિષય સર્પ ઝેરી બહુ જાણ, દર્શનમાત્રે હરતા પ્રાણ.
મણિ મોતનો બાણ પ્રમાણ, રખે લાલચે ખોતો પ્રાણ;
કર્મે કારમાં કરશે જેહ, આખર એકલ રોશે એહ.

આપકર્મથી આપ બંધાય; દોષ અન્યને ક્યમ દેવાય ?
હાથ થકી તું કરતો કર્મ, અંતે ચરરર કાપે મર્મ.
દેખી મનમાં અતિ ગભરાય; રોવાથી આખર શું થાય ?

ચેત જ્યાં લગી દેહ છે દૃઢ, સદ્‌ગુરુચરણે જઇને પડ.
અંતે અંધારૂં થઇ જશે, શ્વાસ ખૂટતાં જમડાં હસે;
પાણી પહેલાં પાળ બંધાય, મોતપૂર આવ્યું ઠેલાય.
ઘર લાગે ખોદાવે વાવ, 'રંગ' અભાગી મૂરખ સાવ;
પૂરા ગુરુને ખોજે જેહ, તે પામે એ નિઃસંદેહ.
અધૂરો આથડે આપે, દુઃખ અન્ય તે કયમ કાપે ?
અંધો અંધા વાંસે ધાય, આખર આથડી પસ્તાય !
[1]સોઽહં ઉપાસન કરવું પ્રેમ, જેથી પામે સઘળું ક્ષેમ;
'રંગ' અનેરો જામે અંત, કોણ કથે એ ખેલ અનંત ?
ગાઇ ગવાડી થાક્યા સંત, તોએ ન આવે એનો અંત !
અંતે મૂગા થઇને રહ્યા, એકે ભળી અગોચર થયા !!
[2]લવણપૂતળી અર્ણવ માંહ્ય, જાતાં અર્ણવરૂપ એ થાય !
બૂડ્યો જીવ બ્રહ્મમાં ભળે, આખર બ્રહ્મરૂપ થઇ રહે !!
આગળ મુખથી નવ કહેવાય, જાણે આપે અંતર માંહ્ય;
'રંગ' એક, તપસી ! તું જાણ, ભેદ કથે તે દ્વૈત પ્રમાણ!
દ્વૈતે દુખદરિયો છે જાણ, અદ્વૈતે સુખ અક્ષય ખાણ !
તેહ તું તું કથે છે શ્રુતિ, આગળ અટકે અંધી મતિ !!
ગુરુગમ મારગ પૂરણકામ, સંતચરણમાં સહુ વિશ્રામ;
જાણી કરવી સદ્‌ગુરુસેવ, 'રંગ' વિલોકે અંદર દેવ !
એહ રૂપ તુજ, તપસી ! જાણ, અંદર ઉદિયા કોટિ ભાણ;
તેજ થઇને તેજે શમે, 'રંગ' આપ આપથી રમે !
એ સુખ [3]મુગ્ધા કેમજ લહે ? પૂછ્યે પ્રૌઢા કેમજ કહે ?
નવ કહેવાએ વીતી વાત, જોવા જેવી એ છે ભાત !
જે દેખે તે આભો બને, આપ સૂણે ને આપજ ભણે;
ગાય આપ બજાવે તાલ, નાચે કૂદે અપરંપાર !
જેની ગત તે તેહજ લહે, બીજા પામર નિરખી રહે;
તપસી ! તુંહિ તુંહિ એ જાણ, 'રંગ' રાંકડો સાવ અજાણ !!

૧. એ બ્રહ્મ હું છું. ૨. મીઠું. ૩. બાળા; પ્રેમની રીતિથી અજ્ઞાત.

## ૧૫૦

### મનનસાર.

તપસી ! ઊંધું વેતર મા, કંસાર છોડી ધેંશ ખા મા;
એક અવિચળ સઘળે ભર્યો, જળથળ સઘળે એકજ ઠર્યો.
એની આણ વરતે જગ માંહ્ય, વૃક્ષો આપે ફળ ફૂલ છાંય;
પર્જન્યધારા વર્ષે મેઘ, વીજ કડાકે જાલીમ તેગ[1].
સૂરજ દિવસે પહેરો ભરે, ચાંદો રાત અજવાળી કરે;
[2]સરિતા આપે શીતળ નીર, ઋતુ ફળફૂલ આપે અતિધીર.
સહુમાં રહીને સહુથી દૂર, જે પામે તે એકજ શૂર;
બીજા માજાયા સહુ રંક, કલીબ[3] વગાડે ખાલી શંખ.
છોડી માનામાનવિચાર, સંતચરણમાં પડે તત્કાળ;
તે તો પામે સઘળો સાર, બીજા કૂટે તુષ[4] અસાર.
વાદી વખાણે નાના ભેદ, નેતિ નેતિ કહી થાકે વેદ;
ગિરિવર જેવા ભાખે ગ્રંથ, પેટકારણે થાપે પંથ.
તેથી સ્વારથ શો રંધાય ? રગડયે રેત તેલ નવ થાય;
કોઠી ધોયે કાદવ ખાસ; કાજળમાં કયાંથી પરકાશ ?
અક્ષર નિઃશ્વાસે નીસર્યા, અંતે જઈને એમાં ભળ્યા;
બાળક દેખે બાપની જાન, તો અક્ષર એ થાય પ્રમાણ.
વંધ્યાસુત વરઘોડે ચઢયો, વચમાં નરશૃંગે સંહર્યો;
નભપુષ્પોનું કર્યું વિમાન, વેગે ઉપડયું વૈકુંઠ જાણ.
એવી એવી મીઠી વાત, સમજાવે બાળકને તાત;
મોટા થાતાં આપ કથે, બીજાને ભોળવવા મથે.
તપસી ! વારિ વલોવ્યે કયાંય, તૂપ નીસર્યું દેખ્યું આંહ્ય ?
અક્ષર ચૂંથ્યે અક્ષરજ્ઞાન, ક્ષર અક્ષરથી પર એ જાણ.
યથા પિંડ બ્રહ્માંડે તેમ, સંત કહે છે જાણી એમ;

---

૧. તરવાર. ૨. નદી. ૩. નપુંસક. ૪. છોતરાં.

સહુથી પાસે પિંડ પ્રમાણ, એનો ભેદ મૂળથી જાણ.
પંચભૂતનું ખોખું એક, અંદર માંસહાડકાં છેક;
રેતરુધિરમાં આવ્યો પ્રાણ, માયાયંત્રે ચાલે જાણ.
માયી યંત્રી ન્યારો જાણ, એજ નચાવે પ્રાણ પ્રમાણ;
[1]વ્યષ્ટિ સમષ્ટિ એક જ માન, પરમાણુ મેરુ મહિમાન.
નહોતું ત્યારે એક જ હતું, જાશે ત્યારે ના રહે જતું;
ત્રણ કાળમાં એકીએક, પરબ્રહ્મ પૂરણ એ નેક.
તેજ રૂપ તુજ તપસી ! માન, દેહ શોધી દેહીગત જાણ;
હું હું કરતું અંદર કૂણ ? વધે [2]ક્ષરે ના થાએ ન્યૂન.
દેહ મરે આતમ નવ મરે, દેહ બળે આતમ નવ બળે;
જાયે જાય વિનાશી જાણ, એ અવિનાશી એક પ્રમાણ.
શ્વાસા સાથે સોહં કથે, જીવશિવનો ભેદ જ મટે;
માયા શુની[3] ચાટે પાંવ, જન્મમરણનો આંટે તાવ.
શોકમોહનું જાય નિશાન, આનંદઅર્ણવ[4] સુખની ખાણ;
ઝેરવેરનાં નાસે ભૂત, 'રંગ' પ્રકાશે એ અવધૂત !
પટની ઉપર ચિત્ર સુહાય, દેખી બાળક મન મલકાય;
જાન સવારી દેખી હસે, દેખી સેના આઘો ખસે.
ભાસશસ્ત્ર ભાસે શણગાર, નિરાભાસ ઓથે પટ સાર;
મોટેરાં [5]વ્હાયે ના ત્યાંય, ઉભય વિલોકે નિર્ભય ધાય.
ખાંડ રમકડાં ખાંડ બજાર, વ્યાઘ્ર કૂતરાં વેચણુહાર;
નામરૂપનો માયાખેલ, મિથ્યા માની આનંદ રેલ.
ફરીફરીને એક જ વાત, બ્રહ્મે નાવે નાત કે ભાત;
રાતદિવસ માયાવી ભેદ; સૂરજમાં ક્યાંથી એ ખેદ ?
શુદ્ધ બુદ્ધ નિરામય છેક, નિત્ય નિરંજન નિશ્ચલ એક;
બીજો છે મિથ્યા બકવાદ, મનવાણીનો એ છે તાત.

---

૧. એક વ્યક્તિગત તે વ્યષ્ટિ ને સમસ્ત વ્યક્તિગત તે સમષ્ટિ. ૨. નાશ પામે. ૩. કૂતરી. ૪. સમુદ્ર. ૫. છેતરાય.

નાદ સમાયો અંબર માંહ્ય, શોધ્યે પત્તો લાગે ક્યાંય ?
ઢોલ ગ્રહે તો ઢમ ઢમ થાય, ઢોલી મનમાં અતિ હરખાય.
અરણી[1] ઓથે અગ્નિ રહ્યો, માંહે પ્રકાશ અતિશે ભર્યો;
મંથન વિણ તમ[2] ચારે પાસ, દ્વિજ જુક્તિથી કરે તપાસ.
તલમાં તેલ લપાઈ રહ્યું, માખણ [3]મહીમાં સઘળે ભર્યું;
બાળકને ગમ કેમ જ પડે ? દોડી દોડી આખર રડે.
થાકી માતાપાલવ રહાય, મીઠડું ગોરસ ખાંતે ખાય;
તપસી ! ભણતર પડતું મેલ, ગુરુગમ અગમ તણો એ ખેલ.
નીચો નમીને ચરણ તળાંસ, પ્રીતે કરજે પાસે વાસ;
કોક દિન મટકું એક મળે, ક્લેશ કારમા આધા પળે.
આનંદનો ઉદધિ[4] રેલાય, કર્મપાશ સહુ ઢીલા થાય;
એ સુખ જાણે વિરલો કોક, જીવતર બીજાનું સહુ ફોક !
સાધન કરતાં છાસઠ ગયાં, હાડ ચામ બે બાકી રહ્યાં;
અંતર અંધારૂં ના ગયું, કર્મ કૂટવું બાકી રહ્યું.
બાવો દેખી મેલે હડી, દેહઅહંતા અંદર ગઢી;
મંતરજંતર ઝંખે ધન, પોર્યા પોરી મેલું મન.
દામચામની છેડે વાત, સ્વારથ સારૂ થાએ ભાટ;
અંતે પોલ ઉઘાડું પડે, ઉભયભ્રષ્ટ થઇ છાનું રડે.
આખર આવે કંઠે પ્રાણ, અંદર થાએ દુષ્કૃતભાન;
રોગ થકી વ્યાકુળ થઇ રડે, જે આવે તેને પગ પડે.
ચોર ચોરીને જાતાં ધન, દીવે સ્નેહ[5] પૂરે કુજન;
પ્રાણ જતાં બોલાવે વૈદ, તેથી કાર્ય થશે કયમ સિદ્ધ ?
તપસી ! જાગ્યા ત્યાંજ સ્હવાર, હાથે કરી કયમ થાવું ખ્વાર ?
દો દિનની છે શ્વાસસગાઇ, આખર બેલી કોઉ ન ભાઇ.
ઘરની નારી બીજે જાય, સગાં સહોદર શીરો ખાય;
તપસી ! ચેત, બાકી દિન ચાર; આખર પડશે જમનો માર.

---

૧. મંથનકાષ્ઠ. ૨. અંધકાર. ૩. છાશમાં. ૪. મહાસાગર. ૫. તેલ.

કંઠીવાળા ફોરે રહે, દાનપૂન કરવાનું કહે;
દેવદેવી મંદિર માંહ્ય, આખર જીવડો એકલ ત્યાંય.
જીવતાં જાણી લેવું સાર, મૂવા પછી થાશે અંધકાર;
મનની ઓથે મોહન રહ્યો, માયાપટ આગળ છે ધર્યો.
પટ ફાટતાં તંતુ દિસે, મન હણાતાં મોહન હસે;
રંગબેરંગી ફૂલનો હાર, અંદર દોરો એકજ સાર.
ફૂલ ખસંતાં ધાગો દિસે, અર્ક અભ્ર[1] જતાં વિલસે;
મન છે સંકલ્પોની માળ, સંધિમાં મોહન પ્રતિપાળ.
સંધિકાળ વધતો જ્યમ જાય, સ્વૈરસમાધિ આપે થાય;
જોવી વસ્તુઓ બે ચાર, એક એકથી જૂદી સાર.
વૃત્તિ દોડે એકથી આન, સાક્ષી થઇ જોવું એ જાણ;
જોતાં જોતાં દર્શન ધ્યાન, ધ્યેયરૂપ ધ્યાતા નિર્વાણ.
સંધિ નિઃસંકલ્પે [2]લસે, દૃશ્યજવનિકા[3] આપે ખસે;
નિરાલંબઆલંબન થાય, અહંગ્રંથિ તૂટે સહુ ત્યાંય.
હંસ કાગ બે ક્રોડે રમે, ભેદ પરસ્પર મિથ્યા શમે;
કોહં કોહં કરતો જેહ, સોહં સોહં બોલે તેહ.
જીવ શિવ બે એકજ થાય, જન્મ મરણની ભીતિ જાય;
તપસી ! આગળ કહેવું કેમ, મન વાણી જ્યાં ચૂકે નેમ?
એ સુખ મુખથી કહ્યું ન જાય, જે ચાખે તે મૂગો થાય;
મારગ વિષમ[4] અતિશે કહ્યો, અસિધારાવત્ તીક્ષ્ણ લહ્યો.
જન્મોજન્મે કરતા સેવ, તે પામે પૂરણ તતખેવ;
બીજાં પશુ મૃગજળગમ ધાય, જન્મમરણના ખત્તા ખાય.
સાધન માંહી સાધન એક, આત્માનાત્મવિચાર વિવેક;
દોષદષ્ટિ મન થાય વિરાગ, મોક્ષ એકમાં જે અનુરાગ.[5]
શમ દમ સાધે ખંતે કરી, જોગજુક્તિથી બેસે ઠરી;

---

૧. વાદળાં. ૨. પ્રકાશે. ૩. પડદો. ૪. વિકટ. ૫. પ્રીતિ.

ભાવભક્તિથી ભેટે દેવ, પાખંડે નાસે તતખેવ.
અનન્ય[1] સેવા ખાંતે કરે, મરતા પહેલાં [2]આપો મરે;
કૂડ કપટ હૈયાથી તજે, શીલસાજ સંતોષે સજે.
સદ્‌ગુરુસખુન[3] વિચારે મન, તેનું જીવતર થાએ ધન;
સુરતદોર નાચે નટ જેમ, શ્વાસા ચૂકે દોડે કેમ?
તૈલધાર વૃત્તિ સોહાય, તદાકાર તન્મય થઇ જાય;
મન [4]શોધતાં મોહન જડે, મૂરત[5] જોતાં સૂરત[6] નડે.
એક અરૂપ નિરંતર દેવ, તેની કરવી નિશદિન સેવ;
સેવાથી તદ્રૂપ થવાય, રૂપ મટે ને સંશય જાય.
સત્ય નિરંજન [7]આદો જેહ, અહંસ્ફુરણે માયા તેહ;
જ્ઞાનાજ્ઞાને આવરણ થયું, મૂળરૂપ પોતાનું ગયું.
ત્યાંથી [8]ઉપન્યું જગ વિશાળ, વિક્ષેપે સહુ ગોલંકાર;
મૂળ રૂપ રજ્જુનું મટયું, સર્પે આવી સર્વે ફૂટયું.
ડરથી થરથર કંપે કાય, શ્વાસસમીર[9] ઉરમાં નવ માય;
ઠોકર વાગે લોહી ઝરે; બાધાપૂજા કેમજ કરે?
દીવો લાવે સંત દયાળ, ભક્તન કેરા એ પ્રતિપાળ;
[10]રાશ દેખતાં લાભે સુખ, સર્વ જગતનું કાળું મુખ.
સ્વપ્ને રાવ[11] ભિખારી થાય, ઘર ઘર ટૂકડા માગી ખાય;
સેવકજનની પરશી કરે, ટૂકડા માટે તંગડી ધરે!
લાજ ઢાંકવા ન મળે વસ્ત્ર, ખિચડી ખાવા ન મળે પત્ર;
ગલીએ ગલીએ ધક્કા ખાય, જાણીતો જોતાં ગભરાય.
જાગે ત્યારે દેખે રાજ, શિર પર એનો એ છે તાજ;
સેવક લૂંડી મુજરા કરે, રત્નાંકિત છત્રી શિર ધરે.
ચમરી ઢાળે ચતુરા[12] ચાર, જોઇ અચરજ થાય લગાર;

૧. એકનિષ્ઠ. ૨. દેહાત્મબુદ્ધિરૂપ અહંકાર. ૩. વચન ૪. (i) ખોળતાં (ii) ધોતાં; શુદ્ધ કરતાં. ૫. સ્વરૂપ. ૬. ચહેરો; આકૃતિ. ૭. શરુવાતમાં; સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે. ૮. ઉપજ્યું. ૯. વાયુ. ૧૦. દોરડું. ૧૧. રાજા. ૧૨. સ્ત્રિયો.

તપસી ! તું છે રાજધિરાજ; ટૂકડો માગે કાં શિરતાજ ?
જ્ઞાનાવરણે શિવ કહેવાય, અજ્ઞાને જીવ 'રંગ' મુંઝાય;
[1]જ્ઞાનાજ્ઞાનાતીત સ્વરૂપ, જે જાણે તે ભૂપનો ભૂપ.
રાજા રાજ્ય પ્રજા અજ્ઞાન, સત્તા એ ઉપર છે જાણ;
નિર્ગુણ નિશ્ચય એકં એક, ઉપર દીસે નાના ભેખ.
અજાજૂથ[2] આવ્યો વનરાજ,[3] શબ્દ કરે બેંબેં ભયરાજ;
દૈવવશે ખડ ખાએ ધાન, [4]જગત 'રંગ' એવો છે જાણ.
દેશી કેરો સૂણતાં બોલ, આરંભે માને એ કોલ;
સૂણતાં સૂણતાં આવે સાન, સ્ફુરે દેહ ભૂલે અજભાન.
સૂક્ષ્મ નીરમાં દેખે જાત, બાર હાથ ઉછળે સાક્ષાત્;
સ્હાયો કોથી નવ સ્હેવાય, આનંદકાનન[5] આપે ધાય,
ખોળી ખોળી મરે ભરવાડ, ઘેટાં બેં બેં પાડે રાડ;
કંટક કંદર[6] ખેડે જેહ, 'રંગ' નિહાળે કો દિન એહ.
ક્રોધો કેફ એ સાચી વાત: ક્યારે ક્યાંથી શી પંચાત ?
લાગે મરમી ભેદુ હાથ, દેખાડે દો દિનમાં જાત.
જપ તપ તીરથ હેતુ એહ, એ વિણ સઘળો છે સંદેહ;
ભેદાભેદ તેટલો ખેદ, એક અભેદ જાણો નિર્વેદ.
જાણ્યે જ્ઞેય[7] બાકી નવ રહે; શબ્દાતીત એ કોણજ કહે ?
શાસ્ત્ર શિક્ષા સંભ્રમ માન, ગુરુશિષ્યનું શૂન્ય નિશાન.
બદ્ધમુક્તનું ક્યાં છે નામ ? સોહં સઘળે એકજ રામ;
ક્યાં જાવું ? શું બાકી કામ ? એક અખંડ અદ્વૈતારામ.
તપસી ! 'રંગ' અનેરો એહ, બીજાં અંતે દેશે છેહ;[8]
જાગી જોયું જગની માંહ્ય, જીવ જગત એકે ના ત્યાંય.
લેખ લેખની લેખનહાર, 'રંગ' એક જ્યાં ત્યાં નિર્ધાર;
નાચે આપ નચાવે આપ, બોલે આપ બોલાવે આપ.

---

૧. જ્ઞાન અને અજ્ઞાનથી પર. ૨. બકરાંનું ટોળું. ૩. સિંહ. ૪. જગતનું સ્વરૂપ. ૫. વન. ૬. ખીણ. ૭. જાણવા યોગ્ય. ૮. દગો.

